# ગોરક્ષાનું મહાત્મ્ય

પ્રજા વર્ગે એકત્ર થઈ કંઈ પણ ભેદભાવ વગર ગોરક્ષા કરવા મંડી જવું જોઈએ. કારણ ગોરક્ષામાંજ આપણી રક્ષા છે. —લાલા લજપતરાય.



પરોપકારી મુનિમહારાજશ્રી હંસવિજયજી મહારાજના સદુપદેશથી શ્રી જુનાગઢના જૈન સંઘ તરફથી મળેલા આશ્રયથી પ્રત ૨૦૦

પ્રકાશક:-
શ્રી જીવદયા પ્રબોધક મંડળ તરફથી
છોટુભાઈ દાજીભાઈ દેસાઈ
સોનીફળીઆ. સુરત

## આ પુસ્તકના પ્રચાર માટે યોજના

આ પુસ્તકના પ્રચારમાં દરેક જૈન સંઘ, શ્રીમંતસજ્જનો અને ગોરક્ષાના હિમાયતીને મદદ કરવા વિનંતી છે. અને જે સંઘ અથવા ગૃહસ્થ જેટલી મદદ કરે તેટલી નકલ ઉપર તે સંઘ કે ગૃહસ્થનું નામ પ્રકટ કરી તે નકલો વહેંચવાનું કામ પણ તેમને સોંપવાનું છે.

## પ્રસ્તાવના

ગોરક્ષા તરફ હાલના સંજોગોમાં પ્રજાનું ધ્યાન ખાસ ખેંચાયું છે તે સમયે જો તકનો લાભ લેવામાં આવે તો તેના સુફળ મળ્યા વિના રહે નહિ. આ બીના ધ્યાનમાં લઈ પ્રજાની હાલની ચળવળને માર્ગદર્શક થાય તેમજ ઉત્સાહમાં વૃદ્ધિ થાય તે હેતુથી આ નાનકડાં પુસ્તકની યોજના કરવી ઉચિત ગણ્યું છે. પુસ્તકમાં નીચે પ્રમાણે અનુક્રમે વિષયો છે.

(૧) ગોરક્ષાનું માહાત્મ્ય (ગોરક્ષાની જરૂર દર્શાવતો નિબંધ)

(૨) ગોમાતાના પ્રેમપ્રદર્શક કાવ્યો.

(૩) બાબર, અકબર વગેરે પ્રાચીન તથા હમણાં નામદાર નીઝામ, કાબૂલના અમીર વગેરેના ગોવધ બંધી માટે પ્રકટ કરેલાં ફરમાનો.

(૪) હિંદુ મુસલમાન નેતાઓની ગોરક્ષા માટે અપીલો.

(૫) પશુરક્ષા માટે કાયદા કર્યા હોય તે દેશી રાજ્યોની યાદી.

(૬) કેટલીક મ્યુનિસિપાલિટિઓએ ગોવધ બંધ કર્યા તેની યાદી.

(૭) ગોરક્ષણના વ્યવહારૂ માર્ગો.

આ પ્રમાણે આ પુસ્તક નાનું છતાં બની શકે તેમ ઉપયોગી કરવા મહેનત લીધી છે હું ઇચ્છું છું કે આ પુસ્તકનો બહોળો પ્રચાર થાય અને રૂડો ઉપયોગ થાય.

—પ્રકાશક.

# ગોરક્ષાનુ મહાત્મ્ય.

વીસમી સદીમાં આર્યાવર્તમાં ઉન્નતિને માટે અનેક પ્રકારની ચળવળો ચાલી રહી છે, પ્રજા સમુહ સુખી થવાને વાસ્તેજ ઉન્નતિને પુચ્છે છે. ઉન્નતિ થવા માટે રાજકીય ધાર્મિક ને સામાજીક ચળવળો અનેક રૂપમાં થવા લાગી છે, અને તેને પણ ઘણાં વરસ થઇ ગયાં છે. અપવાદ લાયકાત ( કેળવણી ) નો આવે છે, એ અપવાદમાં સત્ય કેટલું છે તે વાચનાભિલાષીઓ સારી રીતે જાણે છે. કેટલાંક રાષ્ટ્રો કેળવણીમાં હીંદુસ્તાન કરતાં પણ પાછળ છે, છતાં સ્વતંત્રતા ભોગવીને ઉન્નત થયાં છે. અને થાય છે, ખુદ ઇંગ્લાંડમાં પણ પ્રાચીન સમયમાં હીંદુસ્તાનના જેટલો કેળવાયલો વર્ગ ન્હોતો છતાં પણ તે વખતે ઇંગ્લાંડ સ્વતંત્ર હોવા છતાં જનસમાજના પોકારને નાઇલાજે માન આપતું હતું, જ્યારે આમ છે તો પછી હીંદુસ્તાન માટે આમ કેમ હશે ? આ સવાલ સહજ ઉદભવે છે. સવાલના જવાબ હરકોઈ સમજે છે. માટે આ સ્થળે વિશેષ ઉલ્લેખ કરવાનું કારણજ નથી. જે રસ્તે ઉન્નતિ થવા ઇચ્છવામાં આવે છે તે રસ્તે સ્વતંત્રતા મળી શકેજ નહિ. છતાં પણ એમ ધારી લેવામાં આવે કે કદાચ સંપૂર્ણ નિરંકુશ સ્વતંત્રતા પ્રાપ્ત થાય તો પણ આ દેશ સુખી બનવો અશક્ય છે. કારણ વૈદિક તેમજ અર્થશાસ્ત્રની નજરે જોતાં જીવન નીભાવવામાં મદદ કરનારાં પ્રાણીઓ ગાય, ભેંસો અને બળદો છે તેનો આ દેશમાંથી એવો નાશ થવા માંડ્યો છે, કે તે જોઇને રાક્ષસ જેવા મનુષ્યને પણ કમકમાટ ઉપજ્યા શિવાય રહે નહિ. આ નાશ એટલો બધો ત્વરાથી થાય છે કે સ્ટીમ એન્જીનથી ચાલનારાં યંત્રો

સુદ્ધાંત એની આગળ હાર ખાઇ જાય એમ છે. ગૌવધથી જે બળ-દની જોડીના પ્રથમ રૂ. ૩૦ કે ૩૫ પડતા હતા તે જોડી હાલમાં રૂ. ૩૦૦ ની કીંમતે પણ ભાગ્યેજ મળી શકે છે. કારણ હીંદમાં દરરોજ ૩૬૦૯૦ ગાયોની કતલ થાય તે છે.

હવે એક ગાયની કીંમત રૂા. ૨૦ ગણીએ તો હીંદને દરરોજ રૂ. ૭૨૦૦૦૦નું નુકશાન થાય છે અથવા તો એક માણસની ખોરાકી ખરચ ૦-૪-૦ ગણીએ તો ૨૮૮૦૦૦૦ માણસોની ખોરાકીનો નાશ થાય છે, જ્યારે દરરોજ ૩૬૦૦૦ ગાયોનો વધ થાય ત્યારે એક વરસમાં સવા કરોડ કરતાં પણ વધારે ગાયોનો સંહાર થાય છે. અહિંસા ધર્મના રક્ષક જૈનો ! ગાયોને પૂજ્ય માનનારા હીંદુઓ ! તમારૂં અહિંસા ધર્મ રક્ષક તથા ગૌપ્રતિપાળપણું કયાં ગયું ? કીડી, મંકોડીનો જીવ બચાવો છો ને ગાયનો વધ આનંદથી જુઓ છો ! અફસોસની વાત છે કે જે ભરતખંડમાં ક્ષત્રિય રાજાઓ ગાયોનું પાલન કરી ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કહેવરાવવાનું ઉત્તમ પદ પ્રાપ્ત કરી શકયા, જે વંશમાંથી કૃષ્ણ પરમાત્માએ શ્રી મુખે ગૌની સ્તુતિકારક શબ્દોમાં મહત્તા દર્શાવી અને તેની સાથેના અપ્રતિમ પ્રેમના પરિણામે પોતે 'ગોપાળ' તરીકે ગણાયા, જે દેશમાં આર્યોએ અને ધર્માચાર્યોએ અંગે અંગે અને ડગલે ડગલે ગૌરક્ષાનાં વ્યાખ્યાનો આપી ગાયોની ઉત્તમતા સાબિત કરી, સમગ્ર હિંદુ કોમને ગૌમાતાને પુજવા લાયક ગણાવી, તે આર્યાવર્તમાં આજે ગૌનો વધ સંખ્યાબંધ ચાલી રહ્યો છે અને તેનેજ પરિણામે દૂધ દહીં માખણ ઘી અને સ્વચ્છ મિઠાઇ વિગેરે ઉતમ પદાર્થોના ભાવમાં મોટો વધારો થઇ ગયો છે અને તે છતાં ઉપર પ્રદર્શિત કર્યા મુજબ છતે પૈસે ચોખ્ખો માલ પ્રાપ્ત થઇ

શકતો નથી આવો બારીક સમય આવી લાગ્યો છે તે છતાં હજી ગૌરક્ષા કરવા માટે આપણે વ્યવહારિક ઉપાયો લેવામાં અને તદનુસાર ગાયોને બચાવવાના પારમાર્થિક કાર્યોમાં કાંઈક શિથિલ અથવા તો બેદરકાર રહ્યા છીએ એમ કહેવું મને કાંઈક ઉચિત લાગે છે. અલબત એ તો સ્પષ્ટ છે કે દરેક હિંદુ અને પારસી કોમનો અંગભુત ગાયના રક્ષણ માટે હંમેશાં પોતાથી બનતુ કરવા માટે તૈયારજ છે, છતાં પણ આળસ પ્રમાદ નિરૂત્સાહ અને ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓના પરિણામે ગૌરક્ષા કરવાનું વ્યવહારિક કાર્ય કરી શકાતું નથી. ભાગ્યહીન ભારતમાં દરરોજ કરોડો માણસો ઉપવાસી રહે, કરોડોને એક ટંક ખાવાનું મળે, ને કરોડોને શરીર ઢાંકવાનાં કપડા પણ ન મળે એવી દુર્દશાનો સમય ભારતવાસી પોતાનો ધર્મ સમજ્યા હોત તો આવતજ નહિ. ફક્ત કલકત્તામાંજ ૧૯૦૮માં ૯૨૪૭૫ ગાયો તથા ૧૦૪૬૮ બળદને વાછરડાંનો વધ થયો હતો. આથી વધારે બીજો જુલમ કયો? સગવડવાળો ખેતીનો મૂળ કાઢનારો સંહાર કયો?

## પ્રાચિન સ્થિતિ.

પ્રથમના વખતનો ઇતિહાસ તપાસીશું અર્થાત્ થોડા વખત પહેલાની વાત આપણે વિચારીશું તો આપણને સ્પષ્ટ માલમ પડશે કે લગભગ દરેક કુટુંબ એક અથવા વધારે ગાયોને પોતાને ત્યાં પાળતું હતું અને તેવાં કુટુંબનાં બાળ બચ્ચાંઓથી માંડી ઘરના મોટા માણસો શુદ્ધ દુધ આદિના પાનથી સંતુષ્ટ થતા હતા. આવા શુદ્ધ પદાર્થો કુદરતી રીતે લોકોની તંદુરસ્તી સુધારવામાં સાધનભુત નિવડતા, દરેક તેવા માણસની મુખાકૃતિ સતેજ રહેતી અને કોઈ વખતે દુધ અથવા તેમાંથી બનતા પદાર્થોમાં ભેળસેળ થવાના

કમનસીબ બનાવો બનતા હતા નહીં. અલબત છેક ગરીબ વર્ગના માણસો તેવા જાનવરો પોતાના સુખ સાધન માટે પાળી શકતા નહી તેનો દેખીતુંજ છે. કારણકે મહેનત મજુરીમાંથી તેઓને ગાયોની સેવા કરવાનો ભાગ્યેજ વખત મળી શકતો અને તે ઉપરાંત વસુકેલા ઢોરોને નિભાવવાનું તેઓ માટે મુશીબત ભરેલું હતું–છતાં પણ કેટલાંક પોતાના કુટુંબના ઉદર નિર્વાહ અર્થે ગૌમાતાઓનું મોટા જથ્થામાં પાલન કરતા અને માત્ર તેની સેવા કરી તેના દુધ વગેરે વેચી તેના ઉપર પોતાનો સઘળો વ્યવહાર ચલાવતા હતા.

બિચારા મજુર વર્ગના છેક ગરીબ કુટુંબોને આડોશીપાડોશીઓ તેમજ બીજાં સાધનોદ્વારા ચોખ્ખી છાસ વિનામુલ્યે જેટલી જોઇએ તેટલા પ્રમાણમાં મળતી અને એ વ્યવહારથી આપણા દેશમાં, આપણા છેક કંગાળ અવસ્થાના કુટુંબોથી માંડી મોટાં શ્રીમંત કુટુંબો દુધ અને તેમાંથી બનતા પદાર્થોથી ખરેખર સંતુષ્ટ રહી પરમાત્માનો ઉપકાર માનતા અને ગૌસેવા એ એક પોતાના ધર્મનું સિધ્ધાંત માની તેને કેવી રીતે રક્ષણ આપવું તેનું મંથન કરતા હતા.

## આધુનિક જમાનો

પરંતુ મારે દીલગીરીની સાથે જણાવવું જોઇએ કે હવે કાંઇક જમાનો વિપરિત આવ્યો છે. જે રાજાઓ ગૌબ્રાહ્મણ પ્રતિપાલ કહેવાતા તેવા રાજાઓનાજ મુલકમાંથી નિર્દોષ ગાય, બળદ અને તેની ઓલાદ પરદેશમાં કતલ થવા માટે છુટથી વેચવા દેવામાં આવે

છે. આપણે આ બાબતમાં આપણા મુંબઈ શહેરનોજ દાખલો લઈશું તેથી આ વાકયમાં કેટલી સત્યતા છે તેનો ખ્યાલ આપણને આવશે. મુંબઈના વાંદરાના કસાઈખાનામાં હમેશાં સંખ્યાબંધ ગાયો કપાય છે તે કયાંથી આવે છે તેનું મૂળ શોધીશું તો આપણને સ્પષ્ટ રીતે માલમ પડશે કે ગુજરાત કાઠીઆવાડ, માળવા, અને દક્ષિણ પ્રાંતના જાનવરો ત્યાં સંખ્યામાં રેલ્વે મારફત આવે છે કે જે પ્રાંત બહુધા દેશી રાજ્યકર્તાઓના તાબાના હોય છે. હું તેટલા માટે પુરવાર કરવા માંગુ છું કે હાલના તેવા દેશી રાજ્યકર્ત્તાઓને ગોબ્રાહ્મણ પ્રતિપાલક ગણવા તે કાંઈક આવશ્યકતાવાળું મને તો લાગતું નથી.

## ગાયોને કસાઈખાનેથી છોડવવા બાબત.

આપણે લાગણીથી દોરવાઇ જઇને સારે નરસે પ્રસંગે ગાયોને જીવતદાન અપાવતા હોય તેમ મગરૂરી રાખીને તેઓને કસાઇખાનેથી છોડાવવામાં આપણો ધર્મ સમજીએ છીએ પરંતુ ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવે ભરૂચ મુકામે ભરવામાં આવેલી શ્રી દ્વિતિય જીવદયા કોન્ફરન્સના પ્રમુખપદ ઉપરથી તા૦ ૨૦-૧૦-૧૯૧૭ના રોજ જે અસરકારક ભાષણ કર્યું છે, તેમાં જણાવ્યું હતું કે “ શુક્રવારના મેળામાં અને પર્યુસણના તહેવારોમાં કતલખાને લઇ જવાના પશુઓને-બાટકીઓને મોં માંગ્યું દ્રવ્ય આપી છોડાવવામાં આવે છે એ ખોટું નથી. જ્યાં સુધી આપણામાં દ્રવ્યની દરકાર ન કરતી અને અર્થશાસ્ત્રના નિયમોથી ન અંજાતી એવી નિવ્ર જીવદયાની લાગણી છે ત્યાં સુધીજ જીવદયાનો

વાવટો આપણે ઉભો રાખી શકીશું. પણ લાગણી સાથે વિચાર ભેળવીને, આપણી દયાને ખરેખરી દયારૂપ કરીએ, અને ખાટકીઓના ખિસ્સા આપણે એવી રીતે નહીં ભરીએ કે જેને પરિણામે વધારે જીવો ખરીદી વધારે જોરથી પોતાનો ધંધો તેઓ ચલાવી શકે તે માટે આપણે સંભાળ રાખવી જોઇએ."

ઉપરનો શ્રીયુત આનંદશંકરભાઇનો અભિપ્રાય આપણને કેવળ વાસ્તવિકજ લાગશે અને તે બાબતમાં કોઇપણ બે મત થશે નહીં એ હું નિઃસંશય માનું છું. કારણકે કસાઇઓ ઘણે ભાગે અને વૈદકીય દૃષ્ટિએ કતલ માટે નિરૂપયોગી થયલા જાનવરોને વેચે છે અને એ રીતે તેમાંથી તેઓ પૈસા પેદા કરે છે, એક ગાયની બમણી ત્રમણી અથવા તેથી પણ વધારે રકમ આપીને તેના નીચ અને ઘાતકી ધંધાને ઉત્તેજન આપવાનો અફસોસકારક સંજોગ ઉભો થાય છે; મતલબ આપણે જાનવરોને વધારે દામ આપી છોડવીએ છીએ તે આપણી લાગણીનુંજ કારણ છે પણ તેમાં અજ્ઞાનતા રાખી વધારે દામ આપી એકને છોડવી અનેકને કતલ માટે વેચાતા લેવરાવવાની આડકતરી મદદ આપણે તેઓને આપતા અટકવું જોઇએ.

ગાયોના હીસાબ સંબંધે એક મોહવી સહેલ લખે છે કે આખા હીંદમાં કેટલી ગાનો વધ થાય છે તેનો મારી પાસે હીસાબ નથી તેમજ હેરાન કરીને મેળવાવી શકતી નથી. માત્ર ૧૦૦૦ માઇલ વિસ્તારવાળા મુલકમાં જેની અંદર ૬ લાખ માણસો વસે છે તેનો મેં અડસટો કહાડયો છે.

દરેક સ્થળના કસાઇખાનામાં વધ કરવાના પશુઓની ગણત્રી તથા કરની પ્રાપ્તિના હિસાબ રાખવામાં આવે છે તે સંબંધી મેં ઘણીજ વિશ્વાસપૂર્વક ગણત્રી કરેલી છે. આ ૭ લાખની વસ્તીમાં ૧૦૦૦ ચોરસ માઇલે દરરોજની ૫૮-૫૯ ના હીસાબે વાર્ષિક ૨૧૦૦૦ ગાયોને ક્રૂર છરીથી રેંસી નાંખવામાં આવે છે. આ મારી નાંખેલી ૨૧૦૦૦ ગાયનું પાલન કરી તેનો વંશ વધવા દેવામાં આવે તો ૧૮ વરસમાં આ પશુની કુલ સંખ્યા ૧૦૪૩૭૦૦૦ ની થાય છે. દરેક દેશની સંપત્તિનો મોટો ભાગ તેનાં પશુઓ છે, પણ હિંદ પશુધનમાં સર્વ દેશોથી ગરીબ છે. હિંદમાં જાનવર ઘણી ખરાબ રીતે રાખવામાં આવે છે. તેના ખાવા પીવાની સારી વ્યવસ્થા નથી. હિંદના માણસો જેવાં દુબળાં, હાડકાં નીકળેલાં, કૃશ હોય છે, તેવાંજ પશુઓ પણ છે જ્યારે દુકાળ પડે છે અથવા રોગ ઉદ્ભવે છે ત્યારે સેંકડે ૭૫ ટકા જાનવરો મરણને શરણ થાય છે.

હિંદમાં સેંકડે ૭૨ ટકા માણસ ખેતીના ધંધામાં રોકાયલા છે. જ્યારે ઈ. સ. ૧૯૦૦ ની ગણતરી પ્રમાણે આખા દેશમાં જાનવરોની સંખ્યા ૯૦૭ લાખ છે. આ સાથે યાદ રાખવાનું છે કે હિંદની વસ્તી ૩૧ કરોડની છે, આસ્ટ્રેલિયામાં ફક્ત ૪૦ લાખ માણસની વસ્તી છે, અને ઇ. સ. ૧૯૦૦ની ગણત્રી પ્રમાણે ૧૧૩૫ લાખ જાનવર છે. જો આસ્ટ્રેલિયા પ્રમાણે હિંદુસ્થાનમાં જાનવરોની સંખ્યા હોય તો ૨૬૮૦ લાખ હોવી જોઇએ, પણ છે કેવળ ૯૦૭ લાખ.

# હિંદ અને અન્ય દેશોનું પશુધન.

(આંકડાની સંખ્યા લાખમાં જણાવી છે.)

| | ઘોડા | ગાય બળદ | ઘેટાં | બકરાં | અન્ય |
|---|---|---|---|---|---|
| ઇંગ્લંડ........... | ૨૦ | ૧૧૬ | ૩૦૦ | ૦ | ૩૯ |
| આસ્ટ્રેલિયા......... | ૧૮ | ૧૦૦ | ૮૬૨ | ૮ | ૭ |
| કેનેડા............ | ૧૫ | ૫૫ | ૨૫ | ૦ | ૨૩ |
| ફ્રાન્સ........... | ૩૧ | ૧૬૯ | ૧૭૪ | ૧૪ | ૭૦ |
| જર્મની............ | ૪૩ | ૨૦૫ | ૭૬ | ૩૫ | ૨૨૦ |
| જાપાન............ | ૧૪ | ૧૧ | ૦ | ૦ | ૨ |
| અમેરિકા......... | ૧૯૭ | ૭૨૫ | ૫૩૨ | ૦ | ૫૪૭ |
| હિંદુસ્થાન......... | ૧૫ | ૧૧૧૭ | ૨૨ | ૨૮૫ | ૦ |

હિંદમાં ગાય બળદની સંખ્યા અન્ય દેશો કરતાં વધારે છે, પણ જાણવું જરૂરનું છે કે હિંદની ૧૦ ગાયો બરાબર ડેન્માર્કાદિ દેશોની એક ગાય દૂધ આપે છે. ડેનમાર્કમાં ૧૮૭૧ માં નવ લાખ ગાય હતી, ૧૯૦૭ માં એ સંખ્યા વધી ૧૩ લાખ થઇ, ૧૮૯૮ માં એક ગાય વરસમાં ૪૫૦ ગેલન દૂધ આપતી હતી પણ ૧૯૦૮ માં એક ગાય વરસમાં ૫૮૫ ગેલન દૂધ આપતી થઇ એની સાથે હિંદને સરખાવો. આપણે ત્યાં ગાય છ મહીનાજ દૂધ આપે છે. વળી દર પંદર માણસે એક ગાય ફાળે આવે છે. આવી સ્થિતિમાં દૂધ અથવા ઘી મળવું કેટલું કઠણ છે? આ સાથે ધનવાનો કે જે યથેચ્છ દુધ ઘી ખરીદી શકે છે તે જોતાં કેટલાએ હિંદી દૂધ-ઘી વિના ચલાવી લેતા હશે. તેમાં વળી આપણી પશુસંપત્તિ દિવસે દિવસે ઘટતી જાય છે, અને દૂધ ઓછું થાય છે. હિંદમાં એવી કેળવણી નથી મળતી કે જેથી વૈજ્ઞાનિક રીતે જાનવરો પાળવામાં આવે અને તેની ઉન્નતિ થાય.

ઈ. સ. ૧૮૯૯ થી ૧૯૦૯ સુધીના દશ વરસમાં હિંદમાંથી ૩૨૦૮૮૦૯ જીવતાં જાનવરો રૂા. ૨૦૫૦૪૭૩ થી વહાણો દ્વારા અને ૧૫૭૫૯૨૭ જીવતાં જાનવર પગરસ્તે ઇરાન, તિબેટ, વગેરે દેશોમાં રૂા. ૯૪૫૫૫૬૫થી મોકલ્યા છે.

વળી પશુમાંસ ખાનારા પણ જુલમ કરે છે. આવા નિર્ધન દેશમાં પશુસંપત્તિ આ પ્રકારે ઘટવી એ દેશનું દુર્ભાગ્ય છે હિંદમાં ૩૪૫૯૩૩ કસાઈ છે. બીજા દેશો પણ માંસભક્ષી છે, પણ તેઓ દૂધ દેતી ગાયો અને બળદનાં ગળાં કાપી દેશના મૂળમાં ઘા કરતાં નથી. હિંદમાં માંસ ખાનારની સંખ્યા ૨૦ કરોડ છે. એક તો પશુધન ઓછું તેમાં વળી માંસ ખાનારાની સંખ્યા બેહદ.

જે દેશમાં ઉપર જણાવ્યા મુજબ સંહાર ચલે તે દેશમાં દુધ, દહીં ને ઘીનો દુકાળ પડે તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈજ નથી. ડોકટરો અને વૈદો વારંવાર સલાહ આપે છે કે જીવન નીભાવવા ને આરોગ્ય જાળવવા માટે દુધ એ સર્વ શ્રેષ્ટ ચીજ છે, આજારી અને અશકત લોકો માટે વૈદકીય સલાહમાં દુધનું સ્થાન સેંકડે ૮૦ ટકા જેટલું છે, તે દુધને જીવનરૂપ માનવામાં આવેલું છે પણ ભાગ્યહીન રૈયતને તે વસ્તુ કયાંથી મળે? ત્રાસદાયક થતાં ગૌવધને લીધે આજ-કાલની સ્થિતિ તપાસીએ તો રોજ માણસ દીઠ સરાસરી એક અધોળ દુધ પણ મળી શકતું નથી. જે પદાર્થ દરરોજ અશેર ત્રણશેર મળવો જોઈએ તેને બદલે ભાગ્યેજ એક ચમચો મળે છે, આપણા લોકોનાં આયુષ્ય ટુંકા ને રોગી તથા નિર્માલ્ય થવાનું મોટું અને પ્રથમ કારણ દુધનો અભાવ છે. આ ૩૩ કરોડ વસ્તીવાળા દેશને દરેક માણસદીઠ ૧ ગાયના હીસાબે ૩૩ કરોડ ગાયની જરૂર છે; ને તે ગાયોને પાળવા તથા ચરવા સારૂ ૩૩ કરોડ એકર જમીન (ગૌચર) જોઈએ.

હવે જીવન નીભાવવાને આરોગ્ય રાખનારા આધારભૂત પદાર્થો પૈકી દુધ–દહીં ને છાસ તો એટલાં બધાં સસ્તાં હતાં કે એ વેચવાથી પાપ લાગે છે એવી આ દેશમાં જુના વખતમાં બલકે આજથી ૫૦ વરસ પર ભાવના હતી. તે પદાર્થો આટલા બધા મોંઘા કેમ થયા? જવાબમાં જાનવરોનો સંહાર શિવાય બીજું શું હોય? જનાવરોનાં ઘી, દુધ–દહીં વગેરેની મોંઘવારી; કે જે લોકોના જીવનને નાશ કરી રહી છે અને અનેક પ્રકારના રોગો ઉત્પન્ન કરી પ્રજાને પાયમાલ કરી રહી છે. એ ભયંકર જીવન સંગ્રામમાંથી બચાવનો માર્ગ એક છે અને તે ગોચર વિશેષ પ્રમાણમાં હોવાનો છે. જનાવરોને ચરવા માટે સરકારે એટલી બધી ઉદાર દૃષ્ટિથી ગોચર મુકરર કરેલાં છે કે સેંકડે ૫ વીઘાં છે તેમાંથી પણ ખરાબા ને રસ્તા તરફ રોકાણ થાય છે તે ઉપરાંત બાવળો ઉગીને જગ્યાને રોકે છે આવા બાવળો ઉગીને જગ્યાને રોકે છે આવા બાવળોનું ઉત્પન્ન કે ( સાર્વજનિક કામે નીમાયલી જમીન તેમાંનું ઉત્પન્ન ) સરકાર ખુશાલ રીતે ખજાનામાં એને જમા કરે છે. અને બાવળનું ઉત્પન્ન તો ગયું પણ બાવળોના પરડા ફુલ જે ઢોરનો ખોરાક હોય છે તેને પણ હરરાજ કરવામાં આવે છે. જે ગોચર ૧૦ ઢોરોને માટે પણ પુરતું નથી તે ગોચરમાં અસંખ્ય ઢોરોને ચારવામાં આવે ત્યારે તે ઢોરોની તંદુરસ્તી કેટલી બધી સારી રહે, અને તેનાથી બનતા ઘી દુધ ખાનારાં માણસો કેટલાં બધાં તાકાતવાન થાય, તેનો ખ્યાલ વાંચકોએજ કરી લેવો. હવે મોંઘવારીને લીધે અનાજ ને કપાસ વગેરેના ભાવો પુષ્કળ આવવાથી તમામ પડતર જમીન કે જે લોકોના ખાતાની હતી તે પણ ખેડાણ થઈ ગઇ છે થોડુંઘણું ઘાસ થતું હશે તે

ઢોરોના ચારા અભાવે એટલું બધું મોઘું વેચાય છે કે બકરો સુદ્ધાં જાનવરો રાખવા ખુશી હોતા નથી. ઢોરો રાખ્યા શિવાય છુટકો ન હોવાથી ચારાની મોંઘવારીને લીધે ખપ પુરતાંજ જાનવરો રાખે છે, જેનું પરિણામ વધારાના ઢોરો કસાઇખાતામાં જવામાંજ અથવા તો રવડી રવડીને ભુખે મરવાનાજ. ઢોરોનો નાશ થવાથી દુધ, ઘીની અનંત મોંઘવારી, છતાં પણ તે મેળવવા દ્રવ્યની જરૂર, તે મેળવવા જીવતોડ મહેનત કરી કાયર કાયર થવું છતાં પણ ન મળે ને આખી જીંદગી દુઃખમાં ગુજારવી એનાથી બીજો ત્રાસ કયો ? ખુલ્લી રીતે કહીએ તો હિંદુસ્તાનમાં જીવન કેમ નીભાવવું (શું ખાવું અને પહેરવું) એનીજ ચિંતા મોટી થઇ પડેલી છે છતાં ઉન્નતિના ઉલટાં ઝરણાં નીકળ્યાં જાય છે, એના કરતાં બીજું દુર્ભાગ્ય કયું ? કોન્ગ્રેસો ને કોન્ફરન્સો, પરિષદો અને પંચાયતો, ધારાસભા અને કાઉન્શીલોના માનવંતા અગ્રગણ્યોએ કોઇ દીવસ ઢોરોના દુઃખ વિષે શબ્દ સરખો ઉચ્ચાર્યો આ દીન લેખકના જાણવામાં નથી આવ્યો. જે ઢોરોના સુખવડે આપણે સુખી ને દુઃખ વડે દુઃખી તેના દુઃખનો વિચાર કરવાને સુદ્ધાં આપણને અવકાશ નથી એના કરતાં બીજી અધમતા કઇ ? હા ઢોરોને મરણ શરણ થતાં બચાવવાં હોય, સમાજને પોતાની તન્દુરસ્તી કે જેના ઉપર ધર્મ, અર્થ, ને મોક્ષ એ ચારે સિદ્ધિઓના આધાર છે—તેની જરૂર હોય તો સરકાર પાસે કમીમાં કમી સેંકડે ૩૦ વીઘાં જમીન ગૌચર માટે મુકરર કરાવવા જીવતોડ મહેનત કરવી જોઇએ.



# ગોવૈધક.

**गावः कामदुधा मताः**

સુજ્ઞ વાંચક આપ જાણો છો કે સૃષ્ટિમાં ગોચર અને અગોચર એજ વસ્તુ છે, અને તેમાં (ગો) પૃથ્વી ગોચર અને (ગો) વાણી અગોચર છે; તેજ ગુણો ગોમાતા (ગાય) ધારણ કરે છે. જેવો સૃષ્ટિનો વિષય માયાવેશથકી અસત્ય અને બીજા વેશથકી સત્ય લાગે છે, તેવોજ વાણી એ ભાવથી અસત્ય–કુત્સિત અને પ્રાચીન આર્યજન સંશોધિત વિષયોથકી આધારભૂત પરમશક્તિનું ભાન કરાવે છે. જેમ આકાશ ઉપરથી વાણીનો બોધ થતો નથી તેમજ ગોમાતા પણ એકલા રૂપથી દુર્બોધ છે; પરંતુ એજ અગોચર વાણી સ્વર્ગ મોક્ષાદિ-સુખોને આપનારી થાય છે, તેવીજ રીતે સંપૂર્ણ સદ્‌ગુણ-મંડિત ગોમાતા પણ અત્યંત સુખદાતા છે. તેથીજ પ્રાચીન દેવ ઋષિઓએ તેનું પૂજન કરી આપણને તે પ્રથાએ ચાલવા આજ્ઞા કરી છે અને એનાથીજ આપણું કલ્યાણ, લાભ, વ્યવહાર અને આપણાં દરેક કૃત્યોને કારણરૂપ મસ્તકમાંનો મેંદુ વૃદ્ધિંગત થશે.

દુધ જેવો પૌષ્ટિક અને અત્યંત ગુણવાળો એવો બીજો પદાર્થ નથી. દૂધ એ આ મૃત્યુલોકનું અમૃત છે. સર્વ દૂધમાં પોતાની માનું દૂધ શ્રેષ્ટ છે અને માનું દૂધ છુટયું, ત્યાંથી ગાયના દૂધથી શ્રેષ્ટ એવું બીજું કોઇ પણ દૂધ મળનાર નથી. માણસને બાળકથી તે વૃદ્ધપણા સુધી હમ્મેશ ગાયના દૂધની અત્યંત જરૂર છે. માણસની શક્તિ અને બળ વધારનાર ગાયના દૂધથી શ્રેષ્ટ એવો બીજો કોઇ પદાર્થ ત્રિભુવનમાં મળનાર નથી. ગોમાંસ–ભક્ષક લોક આ દેશમાં

આવ્યાથી આ દેશમાં ગાયનો ઘણોજ સંહાર થઈ રહ્યો છે, તેથી તેનો વધારો ઓછો થયો અને જ્યાં ત્યાં ગાયનું દૂધ નહિ મળવાથી લોકમાં બળ અને શક્તિ કમી થયાં અને તેથી સાહજિક રીતે હતવીર્યપણું પ્રાપ્ત થયું. તેમજ જમીનનું ઉત્તમ ખાતર જે તેનું છાણ તે ભરપૂર મળવાનું સાધન કમી થવાથી, જમીનની અંદર ધાન્ય થોડું અને હલકા કસનું ઉત્પન્ન થવા માંડયું, તેથી લોકોની શક્તિનું માન કમી થઇ, આયુષ્યનું માન પણ કમી થયું. પહેલાંના વખતમાં ધન, ધાન્ય અને દૂધ ઘીની વિશેષતા હોવાથી, અહીંના લોકોને બીજા દેશમાંના લોકો આગળ જવાનો પ્રસંગ કોઈ દિવસ આવેલો નહિ પરંતુ હમણાના કાળમાં તે સર્વ વાતની અત્યંત ન્યુનતા થવાથી પરદેશના લોક પાસે જવાની ( માગવાની ) હીન સ્થિતિ પ્રાપ્ત થઇ છે ! આ દેશમાં હમણા જે હીન સ્થિતિ પ્રાપ્ત થઈ છે, તેનું મુખ્ય કારણ ગાયનો હમ્મેશ થઇ રહેલો સંહાર એજ છે. એટલા માટે ખરા દેશહિતચિંતકોએ ગાયનો સંહાર કમી થાય એવા કામમાં નિત્ય કાયા, વચન, મને કરી મંડવું; એટલે આ દેશનો ઉદયકાળ આવશે. અને જો હાલ છે એવીજ સ્થિતિ કાયમ રહેશે, તો આ દેશને કદિ પણ ઉદયકાળ પ્રાપ્ત થનાર નથી. અસ્તુ, (વિચારી જનો માટે આટલું બસ ધારી આપણા મૂળ વિષય તરફ વળીએ.)

**ગાયનું દૂધઃ**—સ્વાદવાળું, રૂચિકર, સ્નિગ્ધ, બળકર, અતિ પથ્ય, કાંતિકારક; બુદ્ધિ, પ્રજ્ઞા, મેધા, કફ, તુષ્ટિ, પુષ્ટિ, વીર્ય અને શુક્રને વધારનાર; વયસ્થાપક, હૃદ્ય, રસાયન, ગુરૂ, પુંસ્ત્વપ્રદ, મીઠું; અને વાત, પિત્ત, વિષ, વાતરક્ત, દાહ, રક્તપિત્ત, અતિસાર, ઉદાવર્ત, ભ્રમ, કાસ, મદ, શ્વાસ, મનોવ્યથા, જીર્ણજ્વર, હૃદ્રોગ, પિપાસા,

ઉદર, અપસ્માર, મૂત્રકૃચ્છ્ર, ગુલ્મ, અર્શ, પ્રવાહિકા, પાંડુ, શળ, અમ્લપિત્ત, ક્ષયરોગ. અતિશ્રમ, વિષમાગ્નિ, ગર્ભપાત, યોનિરોગ, નેત્રરોગ અને વાતરોગનો નાશ કરે છે. કાળી, લાલ અને ચિત્ર વર્ણની ગાયનું દૂધ વિશેષે કરી વાતનાશક છે. પીળી ગાયનું દૂધ વાતપિત્તનો નાશ કરે છે. શ્વેત (ધોળી) ગાયનું દૂધ વિશેષે કરી કફ કરનાર છે. મરી ગએલા વાછરડાની અને બાળક વાછરડાની માનું દૂધ ત્રણે દોષ (વાત, પિત્ત, કફ) નો નાશ કરનાર છે. બાખડી ગાયનું દૂધ જાડું, બળ વધારનાર, તર્પણ, કફવર્ધક અને ત્રણ દોષનો નાશ કરનાર છે. ખેળ, ખાણ ખાનારી ગાયનું દૂધ કફ કરનાર છે અને કડબ, ઘાસ, પરાળ ઇત્યાદિ ખાનારી ગાયનું દૂધ સર્વ રોગો ઉપર હિતકર છે. જુવાન ગાયનું દૂધ મધુર. રસાયન અને ત્રિદોષનાશક છે. ઘરડી ગાયનું દૂધ દુર્બળ છે અને ગાભણી ગાયનું ત્રણ મહિના ઉપરાંતનું દૂધ, પિત્તકારક, ખારાશ પડતું, મધુર અને શોષ કરનાર છે. પહેલીવાર વીયાએલી ગાયનું દૂધ નિઃસાર (સાર વિનાનું) અને ગુણહીન છે, નવી વીયાએલી ગાયનું દૂધ લુખું, દાહકારક, રક્તદોષકારક અને પિત્તવાળું છે વિયાએ ઘણા દિવસ થઇ ગએલા હોય એવી ગાયનું દૂધ મધુર. દાહકારક અને ખોટું છે. ધારોષ્ણ—તરતનું દોહેલું દૂધ વૃષ્ય, ધાતુ વધારનાર, નિદ્રાકારક, કાંતિકર, પથ્ય, સ્વાદવાળું, અગ્નિ પ્રદીપ્ત કરનાર, અમૃત જેવું અને સર્વ રોગ દૂર કરનાર છે. ઠંડુ દૂધ(કાઢ્યાને એક પહોર થયેલું) ત્રિદોષકારક છે. તપાવી ઠંડું પાડેલું દૂધ પિત્તનાશક છે. ઉકાળેલું દૂધ પીવાથી કફનો નાશ કરે છે અને તપાવ્યા વગરનું ઠંડુ દૂધ બળવૃદ્ધિકર, વૃષ્ય, દોષકર, અપાચક અને મલસ્તંભક છે. સવારમાં ગાયનું દૂધ સાકર નાખી પીએ તો તે હિતકારક છે. દૂધની મલાઈ (તર) શીતળ, સ્નિગ્ધ, વૃષ્ય, બળકર,

શુક્રવાળી, તર્પણ, રૂચિકર, કફવર્ધક અને ધાતુવર્ધક છે; અને પિત્ત વાયુ, રક્તપિત્ત, દાહ અને રક્તરોગનો નાશ કરે છે. **ગાયના દૂધનો ઔષધિ ઉપયોગઃ**--(૧) **આદાશીશી ઉપરઃ**—ગાયના દૂધનો માવો ખાવો અથવા ગાયના દૂધની ખીર બદામ સાથે કરી તેમાં સાકર નાખી ખાવા આપવી. (૨) **ધંતૂરા અથવા કરેણના વિષ ઉપરઃ**—પાસેર દૂધમાં સાકર એક તોલો નાખી પાવું. (૩) **સોમલ,** મોરથુથુ, વછનાગ, મુરદારશીંગ ઇત્યાદિકોના વિષ ઉપર ઉલટી થાય ત્યાં સુધી દૂધ પાવું અથવા દૂધમાં સાકર નાખી તે પાવું. (૪) **મનશીળના વિષ ઉપરઃ**—દૂધમાં મધ નાખી ત્રણ દિવસ પાવું. (૫) **કોદરાના વિષ ઉપરઃ**—ઠંડું દૂધ પાવું. (૬) **કાચની ભૂકી** અન્નની સાથે ખાધામાં આવી હોય તો તે ઉપરઃ—દૂધ પાવું. (૭) **ગંધકના વિષ ઉપરઃ**—દૂધમાં ઘી નાંખી પાવું. (૮) **પુષ્ટિ, બળ અને વીર્યવૃદ્ધિ ઉપરઃ**—ગરમ કરેલા દૂધમાં ગાયનું ઘી અને સાકર નાખી પાવું. આના જેવો પથ્ય, તેજોવર્ધક અને પુષ્ટિકારક પ્રયોગ બીજો નથી. (૯) **જીર્ણજ્વર ઉપરઃ**—દૂધમાં ગાયનું ઘી, સુંઠ, ખરેક અને કાળીદ્રાક્ષ નાખી તે દેવતાથી ઉકાળી પાવું. (૧૦) **મૂત્રકૃચ્છ્ર અને શર્કરા ઉપરઃ**—દૂધમાં ગોળ અથવા ઘી સાકર નાખી તે કાંઇક ગરમ કરી પાવું અથવા ગરમ કરેલું દૂધ ઘી સહિત બરોબર સાકર નાખી પાવું. (૧૧) **આંખો બળતી હોય તે ઉપરઃ**—ગાયના દૂધમાં રૂનું પોલ કરી, ઉપર ફટકડીની ભૂકી નાખી આંખો ઉપર બાંધવી. (૧૨) **પુષ્ટિ આવવાને માટે** ગાયનું દૂધ, ઘી અને મધ એ એકઠું કરી પાવું. (૧૩) **પિત્તવિકાર ઉપરઃ**--સાત તોલા દૂધ લઈ, તેમાં અર્ધા તોલાથી એક તોલા સુધી

સુંઠ ઉકાળી માવો કરી સાકર નાખી, ગોળી કરી તે દર રાત્રે સૂતી વેળાએ ખાવા આપવી. ઉપર પાણી પાવું નહિ. એ પ્રમાણે ઘણા દિવસ એ ઔષધ આપવું. (૧૪) **શીતળા અથવા શીળી આવવાથી** છોકરાંના શરીરમાં આવતા તાવ ઉપર—તુરતનું દોહેલું દૂધ અને ઘી એકઠું કરી તેમાં ખડીસાકર નાખી પાવું. (૧૫) **છાતી અથવા હૃદય રોગ ઉપરઃ**—દૂધમાં ભીલામાનું તેલ **૧૦થી** ૧૫ ટીપાં સુધી નાખી તે પાવું. (૧૬) **રક્તપિત્ત ઉપરઃ**—દૂધમાં પાંચગણું પાણી નાખી તે સારી પેઠે ઉકાળવું અને પાણી બળી જાય એટલે તે દૂધ પાવું. (૧૭) **હાડકું ભાગ્યું હોય તે ઉપરઃ**— સવારમાં બાખડી ગાયનું દૂધ સાકર નાખી તપાવવું. તેમાં **ઘી અને** લાખની ભુકી નાખી ઠંડું થયા પછી પાવું; એટલે અસ્થિભંગ નાશ થશે. **બીજો પ્રકારઃ**—લાખ, ઘઉં અને અર્જુનસાદડીની છાલનું ચૂર્ણ દૂધમાં ઘી નાખી તે છુટા પડેલા સાંધા અથવા ભાંગેલા હાડકા ઉપર હાડ સંધાવા આપવું. (૧૮) **સળેકમ ઉપરઃ**—ગાયનું દૂધ ગરમ કરી તેમાં ખડી સાકર અને મરીની ભુકી નાખી પાવું. (૧૯) **માથાના રકતજ અને પિત્તજ રોગ ઉપરઃ**—રૂની જાડી થેપલી કરી તે ગાયના દૂધમાં પલાળી માથા ઉપર રાખવી, તે ઉપર પાટો બાંધી રાખવો અને વારંવાર દૂધ રેડતા રહેવું. આ પ્રમાણે સવારથી સાંજ સુધી રાખી સાંજે માથું ધોઇ નાખી માખણ ચોળવું, એ પ્રમાણે બે ત્રણ દિવસ કરવું. (૨૦) **પ્રવાહિક અને રક્તપિત્તાદિક ઉપરઃ**—અર્ધું પાણી અને અર્ધું દૂધ એકઠું કરી, દૂધ એકલું રહે ત્યાં સુધી ઉકાળવું; તે પેટની અંદર વાયુ રહેલો હોય ત્યારે શૂળ, પ્રવાહિકા, રકતપિત્ત, તરસ વગેરે રોગો ઉપર પાવું. જેવું અમૃત

તેવુંજ એ દૂધ છે. એ સર્વ રકતવિકારના રોગ ઉપર ઉપયોગમાં લેવું. (૨૧) **પાંડુ રોગ, ક્ષય અને સંગ્રહણી ઉપરઃ**—લોઢાના વાસણમાં તપાવી રાખેલું દૂધ સાત દિવસ પાવું અને પથ્ય વાળવી, એટલે એ રોગ દૂર થશે. (૨૨) **હેડકી ઉપરઃ**—ઉકાળેલું દૂધ પાવું. (૨૩) **મૂત્રાવરોધથી થએલા ઉદાવર્ત વાયુ ઉપરઃ**—દૂધ પાણી એકઠું કરી પાવું. (૨૪) મહેનત કરી આવેલા થાકી ગએલા માણસને ગરમ કરેલું દૂધ પાવું એટલે થાક જઈ હુશિયારી આવે છે. થાકી ગયેલા માટે આ અપ્રતિમ ઔષધ છે. (૨૫) **માથું દુઃખતું હોય** તેપર ગાયના દૂધમાં સુંઠ ઘસી માથા ઉપર તેનો લેપ કરવો અને ઉપર રૂ લગાવવું.

**ગાયનું દહીંઃ**—સ્વાદુ, બળ વધારનાર, રૂચિકારક, તેજસ્વી, શોભિત, પૌષ્ટિક, મીઠું, ગ્રાહક, ઠંડુ અને વાતાર્શનું નાશક છે. દહીં મંદ, સ્વાદુ, સ્વાદ્વમ્લ, ખાટું અને અતિ ખાટું એમ પાંચ પ્રકારનું છે. **મંદ દહીં** એ જાડું, સ્વાદે દૂધ જેવું, મૂત્ર ઉત્પન્ન કરનાર, સારક, દાહક અને ત્રિદોષકારક છે. **સ્વાદુ દહીં** જાડું, મીઠું, વૃષ્ય, પાક કર્યા પછી મધુર, અભિષ્યંદકારક, મેદ, વાયુ, કફનો નાશ કરનાર, લોહીને સ્વચ્છ કરનાર અને પિત્તને શમાવનાર છે. **સ્વાદ્વમ્લ દહીં** જાડું, મીઠું, કિંચિત્ ખાટું અને તુરૂં છે. બીજા ગુણ સ્વાદુ દહીં જેવાજ છે. **ખાટું દહીંઃ**—લોહી, પિત્ત, કફને બનાવનાર અને શોભિતું છે. **અતિ ખાટું દહીં** દીપન, ગળામાં દાહ કરનાર, શરીર ઉપર રૂવાં ઉભાં કરનાર, રક્તપિત્ત કરનાર અને દાંતને ખટાવનાર છે. **તપાવેલા દૂધનું દહીંઃ**—શીતળ, લઘુ, વિષ્ટંભકારક, વાતલ, ગ્રાહક, દીપન, મધુર, રૂચિકર અને થોડું પિત્તકારક છે. **તપાવી**

**મલાઈ કાઢી લીધેલા દૂધનું દહીં:**—ઠંડું, લઘુ, વિષ્ટંભકારક, વાતલ, ગ્રાહક, દીપન, મધુર, રૂચિકર અને થોડું પિત્તકારક છે. **સાકરમિશ્રિત દહીં** ખાવાથી પિત્ત, દાહ, તૃષા અને રક્તદોષનો નાશ થાય છે. **ગોળમિશ્રિત દહીં:**—તર્પણ, ધાતુવર્ધક, ગુરૂ અને વાનો નાશ કરનાર છે. **દહીંનું નીચાવેલ પાણી:**—બળ વધારનાર તુરૂં, પિત્તકારક, સારક, ગરમ, રૂચિકર, ખાટું, લઘુ, સ્રોતઃશોધક અને પ્લીહોદર, તૃષા, કફાર્શ, વાયુ, વિષ્ટંભ, પાંડુરોગ શળ અને શ્વાસનું નાશક છે. **દહીં ઉપરનો તોર (તર)** સારક, ગુરૂ અને વીર્યને વધારનાર, અને જઠરાગ્નિ મંદ કરનાર વાતનાશક એવી છે. બીજા ગુણ દહીં જેવા છે. **ઉપયોગ:—(૧) કોગળીયા ઉપર:**— ગાયનું દહીં અથવા છાશ, સરખે ભાગે પાણી નાંખી પાવું; એટલે અતિ વધી ગએલા કોગળીયાથી જીવનું રક્ષણ થશે. (૨) **કાચની ભૂકી અનાજ સાથે ખાવામાં આવી હોય તે ઉપર:**—ગાયનું દહીં પાવું. (૩) **તૃષ્ણા રોગ ઉપર:**—જુની ઠીક સ્વચ્છ ઇંટ, અગ્નિમાં નાખી લાલચોળ થાય ત્યાં સુધી તપાવી, ગાયના દહીંમાં નાખવી અને તે થોડું થોડું દહીં પાવું. (૪) **કરેણના વિષ ઉપર:**—ગાયના દહીંમાં સાકર નાખી પાવું. (૫) **સૂર્યાવર્ત રોગ ઉપર:**—સૂર્યોદય થયા પહેલાં દહીં અને ભાત ૩ દિવસ જમવા આપવો. (૬) **તૃષ્ણા (તરસ) રોગ ઉપર:**—ગાયનું મધુર દહીં ૧૨૮ ભાગ, સાકર ૬૪ ભાગ, ઘી ૫ ભાગ, મધ ૩ ભાગ, મરીનો ભૂકો ૨ ભાગ, સુંઠની ભૂકી ૨ ભાગ, એલચીદાણા ૨ ભાગ એ સર્વે એકત્ર કાલવી કલાઇના વાસણમાં નાખી તેમાંથી થોડું થોડું પાવું. **બીજો** પ્રકાર:—પ્રથમ દહીં વસ્ત્રમાં ગાળી પછી તેમાં સાકર આદિ સર્વ મશાલા નાખી ઘોળી રાખવું એને **શ્રીખંડ** કહે છે. તે તૃષા, દાહ અને પિત્તશામક હોઈ મધુર છે.

**ગાયનું માખણ:**—શીતળ, ધાતુવર્ધક, વર્ણવર્ધક વૃષ્ય, કાંતિ વધારનાર, ગ્રાહક, બળપ્રદ, બાળક અને વૃદ્ધને માટે [illegible], રૂચિકર, મધુર, સુખકારક આંખનું તેજ વધારનાર, પુષ્ટિકારક અને વાત, પિત્ત, કફ, અર્શ, ક્ષય, રક્તવિકાર, અર્દિતવાયુ, સર્વાંગશૂળ, થાક અને ઉધરસનો નાશ કરે છે. **ઠંડું માખણ:**—બળ વધારનાર, વીર્યકારક, ગુરૂ, કફકર, મેદોવર્ધક, આંખોને હિતકર, ધાતુ વધારનાર, અપ્રિય, અનભિષ્યંદિ, બે ત્રણ દિવસનું હોય તો ખારૂં, તીખું, ખાટું; અને વાંતિ, અર્શ, કોઢ, એ દોષ સિવાય નેત્રરોગ અને બીજા સર્વ રોગનો નાશ કરનાર છે. **ઉપયોગ (૧) ક્ષય મટી શક્તિ આવવા માટે:**—ગાયનું માખણ, ખડીસાકર, મધ અને સોનાના વરક, એકઠું કરી ખાવા આપવું. (૨) **આંખોએ દાહ થતો હોય તે ઉપર:**—ગાયનું માખણ આંખો ઉપર ચોપડવું. (૩) **શરીરમાંના ઝીણા તાવ ઉપર:**—ગાયનું માખણ અને ખડીસાકર ખાવા આપવાં. (૪) **શીતળા અથવા શીળીના યોગથી થયેલા છોકરાંના ઝીણા તાવ ઉપર:**—ગાયનું માખણ અને ખડીસાકર એકઠું કરી તેમાં [illegible] ભૂકી નાખી, નાની સોપારી જેવડી ગોળી કરી હમેશાં સવારમાં આપવી. (૫) **કાનમાં અતિશય બળતરા થતી હોય તો:**—ગાયનું માખણ થોડું ગરમ કરી કાનમાં નાંખવું. (૬) **ખરસાણી, ભિલામો ઇત્યાદિ ઉડ્યાં હોય** અથવા આંખમાં પડ્યાં હોય તો ગાયનું માખણ ચોપડવું. ખરસાણી ભૂલથી કદિ ખાવામાં આવવાથી શરીરમાં દાહ થાય તો ગાયનું માખણ પુષ્કળ ખાવા આપવું. (૭) **કરેણના વિષ ઉપર:**—ગાયનું માખણ થોડું ઉનું કરી આપવું. (૮) **રક્તાતિસાર ઉપર:**—ગાયના દૂધનું માખણ કાઢી તેમાં મધ અને ખડીસાકર નાખી પાવું.

(૯) **મૂળવ્યાધિ ઉપરઃ**—ગાયનું માખણ અને તલ ખાવા આપવા; એટલે દાંતને મજબુતી આવી પુષ્ટતા પણ પ્રાપ્ત થશે.

**ગાયની છાશઃ**-જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર, ત્રિદોષ તથા અર્શની નાશક છે. **સાધારણ છાશઃ**-સ્વાદુ, ગ્રાહી, ખાટી, તુરી, લઘુ, ગરમ, પાક વખતે મધુર, તીખી, લુખી, અવૃષ્ય, બળપ્રદ, તૃપ્તિકર, હૃદ્ય, વિકાસી, રૂચ્ય, શરીરને કૃશ કરનાર અને કમળો, મેહ, મેદ, અર્શ, પાંડુ, સંગ્રહણી, મલસ્તંભ, અતિસાર, અરૂચિ, ભગંદર, ઉદર, પ્લીહા, ગુલ્મ, સોજો, કફ, કોઢ, કૃમિ, પરસેવો, ઘીનું અજીર્ણ, વાયુ, ત્રિદોષ, વિષમજ્વર અને શૂળનો નાશ કરે છે. છાશ મધુર પાકી છે, એટલે પિત્તનો કોપ કરતી નથી, લુખી, ગરમ (ઉષ્ણ) અને તુરી છે એટલે કફનો નાશ કરે છે. ખાટી અને મધુર છે માટે વાનો નાશ કરે છે. **મધુર (મીઠી) છાશ** કફ કરનાર અને વાત અને પિત્તનાશક છે. **ખાટી છાશ** રક્તપિત્ત અને કૃતિનો નાશ કરે છે. **ખાટી છાશ મીઠા સાથે** પાઇ હોય તો વાનો નાશ કરે છે. **મધુર (મીઠી) છાશ** સાકર સાથે પાવાથી પિત્તનો નાશ કરે છે. મીઠું અને સુંઠ, મરી, પીપરની સાથે મેળવી પાવાથી તે રૂક્ષ અને કફનાશક છે. પેટમાં વાયુ હોય તે ઉપર પીપર અને મીઠું નાખી આપવી. પિત્ત થએલાને સાકર અને મરી સાથે આપવી. **કફોદર ઉપરઃ**--ત્રિકટુ, સુવા, જીરૂ અને સિંધવ નાખી આપવી. ત્રિકટુ, મીઠું ( સિંધવ ), જવખાર વગેરે નાખી તે છાશ સન્નિપાત ઉપર આપવી. ક્ષય દૌર્બલ્ય, મૂર્છા, ભ્રમ, દાહ, તૃષા અને રક્તપિત્ત ઉપર છાશ આપવી નહિ, **મીઠા સહિત છાશ** રૂચ્ય અને અંગ જાડું કરનાર અને જડ છે. **માખણ કહાડી લીધેલી છાશ** લઘુ (હલકી) અને પથ્યકર છે. **ઘોળવું** (પાણી નાખી હલાવેલું દહીં–મઠો) ઉષ્ણ અને ત્રિદોષનાશક છે. (૧) દાહ ( **બળતરા** ) **ઉપરઃ**--ગાયની

છાશથી કપડું ભીંજવી તે વસ્ત્રથી રોગીને સ્પર્શ કરતાં રહેવું; એટલે દાહ નાશ થશે. (૨) **સંગ્રહણી, અતિસાર અને મૂળવ્યાધિ ઉપર:**--ગાયની છાશ પાવી, તેથી શરીરમાનું લોહી શુદ્ધ થઈ રસ, બળ, પુષ્ટિ અને વર્ણ (રંગ) સરસ થાય છે; આનંદ પ્રાપ્ત થાય છે અને વાત તથા કફના સેંકડો રોગ નાશ થાય છે. (૩) **મલાવષ્ટંભ (બદ્ધકોષ્ટ) થાય તો:**-અજમો અને બિડલોણ નાખી ગાયની છાશ પાવી. (૪) **મૂળવ્યાધિ ઉપર:**-ચિત્રાની છાલ વાટી તેના રસને એક વાસણમાં નાખવો અને તેમાં ગાયનું દહીં અથવા છાશ નાખી પાવું. (૫) **મૂળવ્યાધિ ઉપર:**--સુંઠ, મરી, લીંડીપીપર અને બીડલોણ નાખી ગાયની છાશ પાવી. (૬) **સંગ્રહણી ઉપર**--ગાયની છાશમાં એક તોલો ધોળી મુસળી વાટી પાવી અને પથ્ય છાશ તથા ભાતની રાખવી. (૭) **બીજો પ્રકાર:**-ગાયની છાશમાં સુંઠ અને પીપરની ભુકી નાખી પાવી. સંગ્રહણી રોગને માટે છાશ-દીપન, ગ્રાહક અને લઘુ છે. (૮) મગફળી ખાધા પછી છાશ પાવી એટલે નડશે નહિ; તેમજ તેથી થનાર અજીર્ણને માટે પણ છાશ ફાયદો કરનાર છે.

**ગાયનું ઘી:**—રસ વખતે અને પાક વખતે સ્વાદુ, શીત, ગુરૂ, જઠરાગ્નિને પ્રદીપ્તકારક, સ્નિગ્ધ, સુગંધિ, રસાયન, રૂચ્ય, નેત્ર્ય, કાંતિકારક, વૃષ્ય અને મેધા, લાવણ્ય, તેજ તથા બળને આપવાવાળું, વયઃસ્થાપક, બુધ્ધિપ્રદ, શુક્લ, સ્વર્ય, હૃદ્ય, મનુષ્યને હિત કરનાર અને બાલ, વૃદ્ધ, ક્ષતક્ષીણ એમને જડ; અને અગ્નિદગ્ધ શરીર, શસ્ત્રક્ષત, વાત. પિત્ત, કફ, શ્રમ, વિષ અને ત્રિદોષનો નાશ કરે છે. એ નિરામજ્વરને હિતકારક અને આમજ્વરવાળાને વિષ સમાન છે. **માખણવાળું ઘી:**—તૃપ્તિકારક, દુર્બળ માણસને હિતકારક ભોજનમાં સ્વાદવાળું, નેત્ર, પાંડુ અને કમળા ઉપર પ્રશસ્ત છે. કોસેરા, અગ્નિમાંદ્ય, બાલ,

વૃદ્ધ, ક્ષયરોગ, આમવ્યાધિ, કફરોગ, મંદાત્ય, બદ્ધકોષ્ટ અને તાવમાં થોડુંજ આપવું. **જૂનું ઘીઃ**—તીક્ષ્ણ, સારક, ખાટું, લઘુ, તીખું, ઉષ્ણવીર્ય, રંગ કરનાર, છેદક, લેખન, સાંભળવાની શક્તિને વધારનાર, અગ્નિદીપક, નાકસંશોધક, વ્રણ રૂઝાવનાર (સાંધનાર) અને ગુલ્મ, યોનિરોગ, મસ્તક રોગ, નેત્રરોગ, કર્ણરોગ, સોજો, અપસ્માર, મદ, મૂર્ચ્છા, જ્વર, શ્વાસ, ઉધરસ, સંગ્રહણી, મૂળવ્યાધિ, સળેકમ, કોઢ, ઉન્માદ, કૃમિ, વિષ, અલક્ષ્મી અને ત્રિદોષનો નાશ કરે છે. એ યોનિકર્મ અને નસ્ય વિષયમાં પ્રશસ્ત છે. આ ઘી દશવર્ષ સુધીનું જુનું સમજવું. દશ વર્ષ ઉપરાંત જુનું થએલું તે સો, હજાર વર્ષ સુધીનું **કૌંભ** નામનું જાણવું. અગીઆરસેં વર્ષ ઉપરનું તે **મહાઘૃત** જાણવું. એ જેમ જુનું હશે તેમ ગુણમાં વધારે હશે એમ જાણવું. **શતધૌત ઘૃત** (સો વાર ધોએલું ઘી) દાહ, મોહ અને જ્વરનો નાશ કરે છે. બીજા ગુણ દૂધ જેવા.* માખણ, દહી, ઘી ઇત્યાદિક ગાયનાં ઘણાંજ ઉત્તમ છે અને બકરીનાં ઘણાજ નિંદ્ય છે. ઉપયોગઃ-**આદાશીશી** ઉપરઃ—ગાયનું ચોખ્ખું ઘી સવાર સાંજ નાકમાં નાખવું એટલે સાત દિવસમાં આદાશીશી તદ્દન દુર થઇ જશે. (૨) **નાકમાંથી લોહી પડે છે તેના** ઉપરઃ—ગાયનું ચોખ્ખું ઘી નાકમાં નાખવું. (૩) **પિત્ત મસ્તકે ચઢી ગયાં હોય તો** ગાયનું ચોખ્ખું ઘી માથે ચોળવું; એટલે ચડેલું માથું તત્કાળ ઉતરી જશે. (૪) **હાથ**

* યાદ રાખવું કે ગુમડાં આદિ ચામડીની ઉપરનાં દરદો માટે ચોપડવાને ધોયા વગરનું ઘી ઝેર સમાન છે માટે તે કદી ચોપડવું નહિ; તેમજ ધોએલું ઘી ખાવામાં ઝેરનુજ કામ કરતું હોવાથી તે ભુલે ચુકે ખાવું નહિ.

**પગમાં દાહ** (બળતરા) **થતો હોય તોઃ**—ગાયનું ચોખ્ખું ઘી ચોળવું. (૫) **તાવ વગેરે કારણથી શરીરે અતિશય બળતરા થતી હોય ત્યારેઃ**—ગાયનું સો વાર અથવા હજાર વાર ધોએલું ઘી શરીરે ચોળવું. (૬) **ધંતુરાના અથવા રસકપૂરના વિષ** ઉપરઃ—ગાયનું ઘી પુષ્કળ પાવું. (૭) **દારૂ ઉતારવાને માટેઃ**—ગાયનું ઘી ૨ તોલા **અને** સાકર ૨ તોલા એકઠાં કરી પાવાં. (૮) **ગર્ભિણીના રક્તસ્રાવ** ઉપરઃ—ગાયનું શતધૌત ઘી શરીરે ચોળવું. (૯) **ચોથીઓ તાવ, ઉન્માદ અને અપસ્માર** ઉપરઃ—ગાયનું ઘી, દહીં, દૂધ અને છાણનો રસ; એમાં ઘી સિદ્ધ કરી પાવું. (૧૦) **દાઝેલા શરીર** ઉપરઃ—ગાયનું ધોએલું ઘી ચોળવું. (૧૧) **માથાના દરદ** ઉપરઃ—ગાયનું દુધ અને ઘી એકઠું કરી અંજન કરવું એટલે આંખમાં રાતો રંગ દેખાઈ તે રોગ જતો રહે. (૧૨) **છોકરાંઓની છાતીમાં કફનો ગઠ્ઠો બંધાઇ ગયો હોય તે** ઉપરઃ—ગાયનું ઘી છાતી ઉપર ચોળી સારૂં મર્દન કરવું. (૧૩) **શરીરમાં ગરમી** થયાથી લોહી ખરાબ થઇ શરીર ઉપર તાંબા જેવા રંગના ચાઠાં થઈ પછી તે કાળાં થઇ તેની ગાંઠો બની શરીર ઉપર ફુટી નીકળે છે તે ઉપરઃ—પહેલાં જળો મુકાવી લોહી કઢાવવું. પછી પીત્તળની કથરોટમાં ગાયનું ઘી તોલા ૧૦ અથવા અર્ધું ગાયનું અને અર્ધું બકરીનું લઇ, તેમાં પાણી નાખી હાથથી ખુબ ફીણવું અને પાણી કાઢી બીજું પાણી નાખવું. એ પ્રમાણે સો વાર પાણીથી ધોઇ, તેમાં ફટકડીની ભુકી અઢી તોલા નાખી, ઘુંટી, તે મિશ્રણ માટીના વાસણમાં ભરી રાખવું. એ નિત્ય સૂતી વખતે ચાઠાં થએલી સર્વ જગ્યાએ ચોળ્યાથી, જામી ગએલી શરીરમાં ગરમી ઓછી થઇ, કેટલાક દિવસોમાં શરીરમાંથી

બળતરા મટી જઇ લોહી શુદ્ધ થાય છે અને આ દુષ્ટ રોગ નહિ જેવો થાય છે. (૧૪) **તૃષ્ણારોગ** ઉપરઃ—ગાયનું ઘી અને દુધ એકઠું કરી પાવું (૧૫) **દાહ (બળતરા) રોગ** ઉપરઃ—ગાયનું સો અથવા હજાર વાર ધોએલું ઘી શરીરે ચોળવું. (૧૬) **ઉચકી** ઉપરઃ—ગાયનું કોકરવર્ણું ઘી પાવું. (૧૭) **સન્નિપાત વિસર્પ** ઉપરઃ—ગાયના શતધૌત ઘીનો વારંવાર લેપ કરવો. (૧૮) **તળાગરમી** ઉપરઃ—ગાયના ઘીમાં **છીપની** ભસ્મ નાખી તેનો ખરલ કરી લેપ કરવો.

**ગોમૂત્રઃ**—તુરૂં, કડવું, તીખું, લઘુ, ખારૂં, ગરમ, તીક્ષ્ણ, પાચન, અગ્નિદીપન, ભેદક, પિત્તલ, મેધાકારક, કિંચિત્ મધુર, સારક, લેખન, બુદ્ધિપ્રદ, અને કફ, વાયુ, કુષ્ટ, ગુલ્મ, ઉદર, પાંડુ, કિલાસ (ગલત) કુષ્ટ, શળ, અર્શ, કંડૂ, દમ, આમ, ભ્રમ, જ્વર, આનાહ, વાયુ, ઉધરસ, મલસ્તંભ, સોજો, મુખરોગ, નેત્રરોગ, ત્વચારોગ, સ્ત્રીઓના અતિસાર અને મૂત્રરોધ એ સર્વનો નાશ કરે છે. સર્વ મૂત્રોમાં આ મૂત્ર ગુણમાં અધિક છે. (૧) **કફ રોગ ઉપરઃ**—એકલું ગોમૂત્ર પાવું. (૨) **રેચ થવા** માટેઃ—ગોમૂત્ર જેટલી વાર કપડામાં ગાળી પાવામાં આવે તેટલા રેચ થાય છે. (૩) **ઉદરરોગ અને ભાર ઉપરઃ**—ગોમૂત્રમાં સાકર અને મીઠું સમભાગ ઝીણું વાટી નાંખી તે પાવું. અથવા ગોમૂત્રમાં સિંધવ અને રાઇની ભુકી નાખી તે આપવું. (૪) **વરાધ ઉપરઃ**—ગોમૂત્ર એક બે વખત ગાળી તેમાં હળદર નાખી પાવું. (૫) **ઉદરરોગ અને છોકરાંના પેટમાંના ડબ્બા—(ભાર) ઉપરઃ**—ગાયનું મૂત્ર ૪ તોલા લઇ, તેમાં નાળીએરની કાચલી ૧ પૈસાભાર અને ખરવતીનાં સૂકાં પાંદડાં એક પૈસાભાર, ઘસી પાવાં. એથી પેટમાંના સર્વ રોગ જુદા પડી મલદ્વારે તેનો નિકાલ થાય

છે; છોકરાંઓને આ ઔષધ અષ્ટમાંશ અથવા ચતુર્થાંશ પ્રમાણમાં આપવું. (૬) **પાંડુરોગ** ઉપરઃ-હમ્મેશા સવારમાં શકિત અનુસાર ગાયનું મૂત્ર વસ્ત્રમાંથી ગાળી રોગના કર્મા જાસ્તી જોર પ્રમાણે ૨૧ અથવા ૪૨ દિવસ સેવન કરવું. (૭) **કર્ણસ્રાવ** ઉપરઃ-ગોમૂત્ર થોડું ગરમ કરી તે વડે કાન ધોવો.

**ગાયનું છાણઃ**-દુર્ગંધનાશક, શોધક, સારક, શોષક, બીજવર્ધક, પોષક, રસવાન, કાંતિકર અને લેપને માટે સ્નિગ્ધલ, મળ વગેરે કહાડનાર છે. (૧) **મરેલ ગર્ભ બહાર પાડવો હોય તેને**:-ગાયના છાણનો રસ સાત તોલા કાઢી તે ગાયના દૂધમાં પાવો. (૨) **ગુદભ્રંશ ( આમળ )** ઉપરઃ-ગાયનું છાણ ઉનું કરી તેનાથી શેક કરવો. (૩) **પરસેવો નહિ થવા** માટેઃ-ગાયનું સુકાએલું છાણ અને મીઠાંનું જુનું વાણુસ એ બેનો ભૂકો કરી શરીરે ચોપડવો. (૪) **ખરજ ( ચેળ ) જવા** માટેઃ-છાણ શરીરે ચોળી ઉના પાણીથી સ્નાન કરવું.

**છાણની રાખ**-શોધક, વ્રણરોપણ કરવાવાળી, રોચક, દુર્ગંધ નાશક, ધાન્યવર્ધક, કૃમિ-કીટઘ્ન, શોષક અને શીતનિવારક છે. (૧) **શીતળા ફુટી નીકળેલા ફોલ્લા** ઉપરઃ-રાખને કપડાથી ચાળી તે ભરવી. આજ ઉપાય એ ઉપર મુખ્યત્વે કરી શ્રેષ્ઠ છે. (૨) **સાધારણ વ્રણ** ઉપરઃ-ઘીમાં રાખ મેળવી ચોપડવી. (૩) **ધાન્ય રાખમાં ભરી રાખવાથી ભુંડ**, કીલ્લાં વગેરે પડતાં નથી.

# હમારી દિવ્ય ધાત્રી* !

દુનિયા તણા દાનારમાં દાતાર ઉત્તમ માવડી !
નિસ્વાર્થ પ્રેમે અર્પનારી પય બિચારી ગાવડી !
તુજ નામને તુજ કામથી દર્શન થકી સૌ થાય છે !
અળગા સહુ સંતાપને તે દિન સુખમાં જાય છે !
ભૂમાતના અવતારનો આનંદ જ્યાં ઉડી ગયો !
તે સાથ આ સંસારનો સૌ સમય સુખનો વહી ગયો !
તે કામધેનુ વસિષ્ઠની સ્વર્ગે સહુ લેતી ગઈ !
તારૂં અને સંસારનું સૌ તેજ સાથે લઇ ગઇ !
બળહીન બની તું બાપડી બળવાન સૌ બળહીન થયા !
ત્યાં કોણ કોને રક્ષશે સંતાપવાળા સૌ થયા !
તેનાં બચ્ચાં મુળ શોધવાની (શું) ભારતીની છે વડી !
ફળદ્રુપ આ ભૂમિ અહીં સૌ પાક બહોળે જે થતો !
(વળી) ખેડુત રાણા રાયને ઉદ્ધાર જેથી થઈ જતો !
" આલમ તણા આધારમાં આધાર એકજ તું હતો" !
"તોજ ગુમાની જીંદગી જે ભારતે કદી ના જતો" !
"માન્યતા આપી હતી આખે જગે આ દેશની" !

---

* માતા.

"લૂટયા છતાં તાજી પ્રજા બનતી હતી આ દેશની"!
"કર્તવ્યમાં પાછળ પડયા ભૂમાનને વિસરી ગયા"!
"કોપ્યા અહીં કીરતાર ત્યારે સત્ત્વ સૌ ઉડી ગયા"!
(વળી)"દળદર તણાં દર્શન જડાં સ્વપ્ના મહીં થાતાં નહી!
(ત્યાં)"સાંસા પડે છે પેટના ફરતા ફરે છે અહીં તહીં"!
(જ્યાં)"પેટ કાજે વેઠ પણ પુરી કદી મળતી નથી"!
વિચાર શું સૂઝે સહુને કેમ એ મળતી નથી"!
"નિજ માતને વીસરી જઇ સુખીયા કયા પૂતો થયા"!
"(વળી)વિસરી ગયેલા રાયને રાણા કયા સુખી થયા"!
રહેશો સદા પરતંત્ર તે કંઇ ઓશીઆળા સર્વના!
(કદી) હું ભારતી છું બોલ એવા ના ઉચ્ચારો ગર્વના!
"કરવી ટકોરી તેજની, ગર્વિપણાની લાકડી"!
"તેજ હમારો દેશ છે! વદશો નહીં શું ભારતી"!
ગોમાતના પોકારથી પહાડો સહુ પીગળી ગયા!
પહાડો થકી પણ સખ્ત શું ? આ લોકના હૃદયો થયાં!
ઉઠો સહુ જાગ્રત બનો તમ આર્યના સંતાન છો!
ગોમાતનું રક્ષણ કરો એ માતના સંતાન છો!
રક્ષા કરો ગોમાતની કર્તવ્ય મૂળ છે ભારતી!
રક્ષો સદા, રક્ષો સદા, જનની તમારી ભારતી!

# પશુ રક્ષા

## ગઝલ કવ્વાલી.

ગરીબડાં ગાય બકરાંની, મુંગી લાચાર ગરદન પર,
ન લાજીમ છે ચલાવાનું, કદાપિયે ખુની ખંજર,
ગરીબો પર રહમ કરવા, તણી પરવા ત્યજી દેવી!
જગતનું હિત સંહરવા, મુંગાની બદ્દુઆ લેવી!
ઘટે ઇન્સાનને એવું, નથી કો ધર્મ ગ્રન્થોમાં,
ન વેદોમાં, કુરાને ના, અગર કો અન્ય પન્થોમાં,
તમોને પાળવા માટે, દહીં દે, દૂધ દે, ઘી દે,
હણી પરમાર્થી પશુઓને, ચહો કાં વ્યર્થ અમૃતને?
કહો છો કાચું સોનું તો, અમારા દેશમાં પાકે,
ખરેખર કાચું કંચન તે, સમજીએ તો પશુઓ છે.
કૃષિથી દેશની રક્ષા, કૃષિથી દેશનું જીવન,
કૃષિથી દેશની કીર્તિ, કૃષિ એ દેશનું છે ધન.
વળી વૃષ્ટિ તણું સાધન, પકવવા અન્ન પ્રભુ દે છે,
પછી પશુઓ કતલ કરવા, કશો અવકાશ ક્યાં રહે છે?
કદાપિ માંસ ભોજનથી, શરીર બળની થતી વૃદ્ધિ?
તથાપિ કાં હરો હાથે, પશુરૂપ દેશ સમૃદ્ધિ?
ખરેખર માંસ ભોજનથી, થતું ઉલટુંજ અલ્પાયુ!
ફલાહારે પમાયે છે, સહજમાં પુષ્ટિ દીર્ઘાયુ!
**તમારા દેશની દોલત, ખરેખર એ પશુઓ છે?**
**તમારા દેશના રક્ષક, ખરેખર એ પશુઓ છે!**
**તમારૂં બળ અને બુદ્ધિ, બધુંયે એ પશુઓ છે?**
**તમારી ઉન્નતિ કેરો, સુદઢ પાયો પશુઓ છે!**

# ખરૂં ધન ગોધન.

( કવાલી. )

ખરૂં ધન ગોધને ગણતાં, જીવન છે ભારતી જનમાં;
પશુ ધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૧
ન નોટોમાં ન સીકકામાં, ન યંત્રોમાં ન ધાતુમાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૨
ખરી વિદ્યા ખરો હુન્નર, બધુંએ છે રહ્યું એમાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૩
વિરાટે કૌરવો સાથે, વિજયને મેળવ્યો શેમાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૪
હરાવ્યો ઇન્દ્ર રાજાને, યશોદા બાળુડે વનમાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૫
ભલે હો રંક કે રાજા, યદી કો ધર્મ જાતીમાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૬
આયુર્વેઘૃત શેમાં, મધુરાં જીવનો શેમાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૭
ઉછળતાં દૂધનાં દોણું, રસો રહેતા બધા ઘરમાં,
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૮
જીવન સૌ વર્ષનું રહેતું, નિરોગી સર્વ વર્ષોમાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૯
ઝરા વિચારોતણા ભાઇ, મુકાણા ભારતે શેમાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૧૦

દુકાળો રોગ ને પીડા, મરે છે બાળ બચ્ચુ શેમાં:
પશુધન ભારતી જાતાં, જીવન ઝાંખાં થયાં તનનાં. ખરૂં ધન ૧૧
બધાં સેવા તણાં સ્થાનો, કયા આધારથી ટકતાં;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૧૨
વિચારો અર્થ શાસ્ત્રોને, વિચારો ધર્મ શાસ્ત્રોને;
પશુધન ભારતે રહેતાં, જીવન છે ભારતી જનમાં. ખરૂં ધન. ૧૩
હવે જાગો અને ઉઠો, પૂરવના પંથને વળગો;
તમારાં હિત કાર્યોમાં, પશુ રક્ષા પ્રથમ માગો. ખરૂં ધન. ૧૪

**અંબાઈદાસ વિ૦ સેવાધર્મી.**

---

# દયામાં સ્વાર્થ છે ત્હારો !

**ગઝલ.**

ગરીબો આશરો લેવા, પ્રસારે હાથને જ્યારે
અનાદર તેહનો થાયે, ત્હને ધિક્કાર છે ત્યારે !
શરમથી ના શકે બોલી જનો એવા દીઠા જ્યહારે:
નજર ખેંચી ગયો ચલી ત્હને ધિક્કાર છે ત્યહારે !
દુ:ખી અબળા નિહાળીને, હૃદય ચિરાતું ભાળીને;
નહિ આશ્વાસનો આપ્યા, ત્હને ધિક્કાર છે ત્યહારે !
નયનથી અશ્રુની ધારા, વહેતી જોઈ તું રહેતો;
ન લુછ્યું એક પણ આંસુ, ત્હને ધિક્કાર છે ત્યહારે !

અવાચક પ્રાણીઓ લાખો, મનુષ્યો મારતા નિત્યે;
બચાવા દિલ નહિ વાધ્યું, ત્હને ધિક્કાર છે ત્હારે
જગતની ઉન્નતિ અર્થે, કીધો નહિં જ્ઞાન ફેલાવો;
રહ્યો મત-પંથ કે લોભે, ત્હને ધિક્કાર છે ત્હારે!
જગતમાં સેવકો મરતા, મદદ વિણ તેહ અથડાતા;
બની ના સ્હાય તારાથી, ત્હને ધિક્કાર છે ત્હારે!
બિચારા જીવ ઓ! ભોળા, ખરો તું સ્વાર્થ ના સમજ્યો;
ઉપેક્ષા દાનની કરવે, પ્રભુનો માર્ગ ના પીછ્યો!
વિચારોને વચનથી બહુ, વળી દ્રવ્યે અને દેહે;
દયા કર તું, દયા કર તું, દયામાં સ્વાર્થ છે ત્હારો!

**મુનિ છોટાલાલજી.**

---

# હિંદના અશાંત વાતાવરણમાંથી ઉઠતી, ગગનભેદિ ગર્જના.

### ગઝલ-કવાલી.

બચાવો કોઇ બળવાનો? ગરબડી ગાય માતાને;
ભુલી શું જાઓ ભાઇ એ, પરમ સુખની પ્રદાતાને—ટેક.
કથા જે **કામદુધાની,** કથાણી **ચૌદ રત્નોમાં,**
પશુમાં પુજ્ય પરખાણી, મહીપતિ **માનધાતાને**—બચાવો૦

**શશી** ને સૂર્ય બે જેના, પુરાયા નેત્ર પલકારે;
સમાવ્યા સેંકડો ઉદરે, **અમરગણ** ઓળખાતાને--બચાવો.
સતી **સુદર્શણાએ** જે, મનોમય મુર્તિમાં માની;
**દિલીપે** દૃષ્ટિમાં આણી, વખાણી જે વિધાતાને--બચાવો.
નરકગામીની થઈ **નૌકા**, વિકટ **વૈતરણી** વમળે જે;
ઉધારે પુચ્છ પકડાવી, **કુલાંગારો** કથાતાને--બચાવો.
પરમ શ્રદ્ધાળુ પ્રાણીને, પૂજન વા અર્ચને પળમાં;
મિલાવે જેહ **મહાદેવી**, ત્રિવિધી-તાપ-ત્રાતાને--બચાવો.
ક્ષયિને **ક્ષીરથી** પોષી, મઝાની મુકિત દે **મુત્રે**;
પ્રવાસી **પિત્ત પાંડુનાં**, પરમ દરદે પિડાતાને--બચાવો.
સમૃદ્ધિ દેશની સાચી, **મરદ** ને **બળદ** બે મ્હોરે;
સમાણી શાસ્ત્રકારો કે', **કૃષીકર્મે** કમાતાને—બચાવો.
સરાહગત **સુરભીને** શરણે, કરી કુરબાન નિજ કાયા;
જપલ્લાકો જીવી જાણે, જગે રક્ષી જનેતાને--બચાવો.
**મનુની** આ કથા મોંઘી, મરણતકની મુરાદોમાં;
ભલી શીખ **ભાઈશંકરની** સ્વધર્મોમાં સમાતાને--બચાવો.

**કવિ ભાઈશંકરજી વિદ્યારામ પંડિત.**

## દયા.

જૂલ્મ કરના છોડ દે સાહિબ ખુદાકે વાસતે,
જૂલ્મ અચ્છા હય નહી કરના કીસીકે વાસતે ટેક
રહમ કર જીવોપેં બસ મત જૂલ્મપર બાંધો કમર,
ક્યોં સતાતા હે કીસી કો ચંદ દિનકે વાસતે, ૧.
સચ કહો ખુદ ગર્જ ઔર જાલિમ હૈ તું યા કે નહી,
એ જૂમેં કાં મારતા આપને મજે કે વાસતે. ૨.
કાટે ગલાં ઔરોંકા માંગે ખેર અપની જાનકી,
સોચ કહાં હોગા ભલા તેરા ખુદા કે વાસ્તે ૪.
ભેટ કુરબાની બલી યજ્ઞસે ખુદા મિલતા નહી,
બલ્કે દોજક હયે ખુલાઈન જાલીમોકે વાસતે ૪.
પોપ મુલ્લાકી ન સુન દિલમેં જરા ઇન્સાફ કર
હૈ નહી અચ્છા જૂલ્મ કરના કીસી કે વાસ્તે ૫.
**કર ભલા હોગા ભલા કલયુગ નહી કરજુગમે**
"**ન્યામતા**" કહતા હૈ યહ તેરે ભલેકે વાસતે.

---

## ગોવધની બંધી માટે બાદશાહ બાબરની આજ્ઞા.

હિંદુસ્થાનમાં મોગલ સામ્રાજ્યના સ્થાપનાર બાદશાહ ઝહીરૂદ્દીન બાબર ગાઝીએ પોતાના પુત્ર નાસીરૂદ્દીન હુમાયુન ( પ્રભુ તેને દીર્ઘાયુ કરો ) ને સામ્રાજ્યની મજબુતી માટે સલાહ આપનારો પત્ર લખ્યો:

હતો, તેની સત્તાવાર નકલ ભોપાળ સ્ટેટથી લાયબ્રેરીમાંથી માલાના અરેફ હુશેન હસવીને મળી આવી છે, જે હમણા પહેલીજવાર પ્રકટ થાય છે. પત્રનો સાર નીચે પ્રમાણેઃ—

"હે પુત્ર, હિંદી સામ્રાજ્ય જુદા જુદા ધર્મોથી સંકળાએલું છે. તેનું સાર્વભૌમ પણું તને મળ્યું છે, તે માટે તું પ્રભુનો ઉપકાર માન. ધાર્મિક મદાંધતાથી તારૂં મન સદા સાફ રાખજે, અનેક ધર્મની માન્યતા પ્રમાણે ન્યાય પુરઃસર વર્તજે, **તેમાં ખાસ કરીને ગાયોનો વધ તો તદનજ બંધ કરજે,** કે જે હિંદુસ્થાનના લોકોના અંતઃકરણ જીતવાને ખરો રસ્તો છે, અને તેથી કરીને તારી પ્રજા તારા તરફ બાદશાહી ફરજ સમજી આભાર પૂર્વક વફાદાર રહેશે. તારી બાદશાહી સત્તા હેઠળની જુદી જુદી કોમોના મંદિરો તેમજ પ્રાર્થનાની જગ્યાઓને નુકશાન કરીશ નહી.

રાજા અને પ્રજા અરસપરસ સુખી રહે તો તે માટે તું ન્યાય-પૂર્વક રાજ્ય વ્યવસ્થા સંભળવાનો સિદ્ધાંત અખત્યાર કરજે. જુલમની તલવાર કરતાં દયાની તલવાર ઇસ્લામની વૃદ્ધિ માટે ઘણીજ ઉત્તમ છે. સુન્ની અને શીહા વચ્ચેના ભેદ તરફ તું ધ્યાન આપીશ નહિ, તેમ ન કરવાથી ઇસ્લામમાં નબળાઈ આવશે. જુદા જુદા પંથની પ્રજા ઉપર તે લોકોના બંધારણ મુજબના હુકમો ફરમાવજે જેથી સામ્રાજ્ય તરેહ તરેહના વિખવાદોથી મુકત રહેશે, સામ્રાજ્ય સભળાવવા માટે અમીર–ઈ-તિમુર શાહી બગરાનની કુશળતાને દાખલારૂપ સ્વીકારજે. રોજ ૧લો જમાદી ઉલઆવલ ૯૩૫ હીજરી."

# મુસલમાન રાજાઓ તરફથી ગોવધ બંધ.
# મળી આવેલો જુનો કાગળ.

જૂના કાગળોના ઢગલામાંથી નીચે પ્રમાણેનું ફરમાન મળી આવ્યું છે, તે પર સંવત ૧૨૩૦ હીજરી એટલે ઇ. સ. ૧૮૧૨ છે અને તેના પર મહમદશાહ ધાઝીશાહ આલમ તથા તેના પાંચ સલાહકારો સૈયદ આના ઉલ્લાહખાન, સૈયદ અબદુલ્લાખાન, કાજી મહોમદ રફી ગુલામ અહમદ, મોલવી મહમદ મહફુ ઝુલ્લા અને કાજી લીઆ-કીખાનના દીકરા કાજીમીયાં આશગર હુશેનની સીલ છે.

ફરમાનનો સાર નીચે પ્રમાણે છે.

"અમારા રાજ્યના કારભારીઓને અમારા દેશના સુબાઓને, માનવંતા હોદ્દા ભોગવનારાઓને સર્વ નોકરોને અને દેશ (જેનું રક્ષણ પ્રભુ કરે છે) નો અમલ જેમના વિશ્વાસપર સોંપવામાં આવ્યો છે તે સર્વને આથી ફરમાવવામાં આવે છે કે હાલના ન્યાય અને સમાનતાના સમયમાં એવું ફરમાન પ્રકટ કરવામાં આવે છે કે મુંગા અને જ્ઞાન શક્તિ વિનાના પ્રાણીઓના સામ્રાજ્યમાંના ગાય અને બળદ આપણને ઘણી ઘણી રીતે ઉપયોગના છે. મનુષ્યજીવન ફળ અને અન્ન ઉપર ટકે છે અને તે જમીનને ખેડયા વિના મળી શકે નહિ અને ખેતી તો બળદ ઉપરજ આધાર રાખે છે અને તેથી આ વિશાળ દેશના લોકના કલ્યાણને માટે આવા ઉપયોગી પ્રાણીઓનો વધ અટકાવવો જોઇએ અને તેથી આ હુકમ જાહેર થયાથી અમારા

રાજ્યમાં ગાય બળદનો વધ સદંતર અટકાવવામાં આવે છે. અને જો કોઇપણ આ હુકમને માનશે નહિ તો તે રાજ્યની ગેર મહેરબાની વ્હોરી લેશે અને સખતમાં સખત સજાને પાત્ર થશે.

---

# અકબર અને અહિંસા ધર્મ.

શહેનશાહ અકબરનો પરિચય કરાવનાર અંગ્રેજી ભાષામાં પ્રકટ થયલા ગ્રંથોમાં હાલ એકનો વધારો થયો છે. ગ્રંથનું નામ "અકબર" છે અને તેના લેખકનું નામ ડો. વિન્સેટ સ્મિથ છે. તેમણે પ્રસ્તુત ગ્રંથ તૈયાર કરવામાં હદ વાળી છે.

સ્મિથ સાહેબે પોતાના ગ્રંથના પાના ૧૬૫, ૧૬૬, ૧૬૭, ૨૬૨, ૨૬૩, ૩૩૫, ૩૩૬ અને ૩૫૧ વગેરેમાં "શહેનશાહ અકબરના હૃદય પર જૈનોએ અને ખાસ કરીને તે કાળના જૈનાચાર્ય શ્રીહીરવીજયસૂરિજીએ કેવો પ્રભાવ પાડયો હતો" તેનો ઉલ્લેખ કરેલો છે. તેમણે અનેક પ્રમાણો સરની સિદ્ધ દલીલો સાથે પ્રસિદ્ધ કર્યું છે કે:—

"અકબરને માંસાહાર પર નફરતજ રહ્યી રહેતી અને તેમણે પોતાની ઉત્તરાવસ્થામાં, જ્યારથી જૈનોના સહવાસમાં તે આવ્યા, ત્યારથી તો માંસાહાર છોડીજ દીધો."

સ્મિથ સાહેબ લખે છે:—

(૧) અકબરની એવી દૃઢ માન્યતા બંધાઇ હતી. કે "માંસાહારીઓને માંસ ભક્ષણની એવી તો લઢણ પડી જાય છે કે જો તે લોકોને દુઃખી થવું પડતું ના હોત. તો તેઓ પોતાની જાતને પણ કરડી ખાવા લલચાત!"

( ૨ ) અકબર પોતાની કિશોરાવસ્થામાં જ્યારે જ્યારે માંસ રાંધવાની આજ્ઞા ફરમાવતો, ત્યારે પણ તેને ખાસ આનંદ તો ન હતોજ થતો. અને તૈયાર થયેલા તેવા ભોજન પર તેની રૂચિ પણ બહુ ઓછી રહેતી. દરમિયાન માંસને અંગે જન્મતી વિચાર પરંપરામાંથી તેની વૃત્તિ પશુ રક્ષણની આવશ્યકતા તરફ વળી, અને ત્યાર પછી માંસાહારનો તેણે હમેશને માટે ત્યાગ કર્યો.

( ૩ ) શહેનશાહ અકબરે પોતાની ઉત્તરાવસ્થામાં, રાજ્યાભિષેકની મંગળ તારીખના મહોત્સવ પ્રસંગે જાહેર કરેલી પ્રભુ પ્રાર્થનામાં આવા શબ્દો પણ હતા:—" દયાળુ પિતા ! અમારૂં આ વર્ષ નિર્વિઘ્ન વહી ગયું તે માટે તારો ઉપકાર માનીએ છીએ અને આવતા વર્ષ માટે પ્રાર્થીએ છીએ, કે અમને માંસાહારથી અલગ રાખ કે જેથી આખું વર્ષ આનંદમાં વહે. "

( ૪ ) ખાટકી–કસાઈ કે મચ્છીમાર લોકો પ્રત્યે અકબરને બહુ અણગમો રહેતો, તે લોકોનાં રહેઠાણ વિષે અકબરે ઢંઢેરો પીટાવેલો કે " કસાઈ, મચ્છીમાર અને એજ કોટીના અન્ય જેમનો ધંધો કેવળ હિંસા કરવાનો હોય તેમને વાસ્તે રહેવાના સ્થળ, વસ્તીથી છેક છેટે રાખવાં. અને અન્ય વસ્તીના સહવાસમાં તેઓ ન આવે તેને માટે દંડ–સજાનો પ્રબંધ રચાશે. "

( ૫ ) અકબરે એક સ્થળે એમ પણ કહ્યું છે કે:—" માનવીએ પોતાના ઉદરમાં અન્ય પ્રાણીઓની કબર નહીં બનાવવી જોઈએ."

જીવદયાનો સંપૂર્ણ રંગ લાગ્યા શિવાય શહેનશાહ અબરના આવા સિદ્ધાંતો બંધાય નહીં.

---

# અકબર અને ગોવધ.

શ્રીમાન અકબરના સમયમાં મુસલમાનો ગોવધ કરતા હતા તે અટકાવવા મશહુર હિંદી કવી નરહરીએ જે યુક્તિ કરી હતી તે પણ જાણવા જેવી છે. તેણે ગાયોનું એક ટોળું દરબાર સમીપ આણ્યું અને એક પ્રમુખ જેવી ગાયના ગળામાં નીચેનો લેખ લખી ટાંકી અને શેહેનશાહને જણાવ્યું કે આ ગાયો તમને કોઇ અરજ કરવા આવી છે. તે વાંચી તેમની અરજ આપ નિગાહમાં લેવરાવશો. તે લેખ (કવિતા નીચે પ્રમાણે હતી.)

અરિહુ દંત તૃણ ગ્રહહિ, તાહી જગ મારત નહીં કોઇ.
હમ સતત તૃણ ચરણ વચન ઉચ્ચરહી દીન હોઇ;
અમૃત પય નિત સ્ત્રવહી વત્સ મહિ થંભન જાવહિ.
હિન્દુહિ મધુર ન દેહી કટુક. તુરકહિ ન પિયા વહી;
કહ નરહરિ સુન સાહવર, વિનવત ગો જોરે કરન,
કિહિ અપરાધ મારિયત મુહી, મુએહુ ચામ સેવત ચરન.

ભાવાર્થ—શત્રુ દાંતમાં તરણું ધાલી શરણે આવે છે ત્યારે તેને કોઇ મારતું નથી. ત્યારે હે રાજન! અમો ગરીબ ગાયો હમેશાં તરણ (ઘાસ) ચરીએ છીએ. અને દીન ભાવે વચન ઉચારીયે છીએ. વળી હમો અમૃત સમાન દુધ આપીએ છીએ. અને અમારા વત્સોને ખેતી કામમાં મદદગાર થવા સોંપીએ છીએ, અમે નિરપરાધી નિ:પક્ષપાતી છીએ, કારણ હમે હમારા રક્ષક હિન્દુઓને કાંઇ મીઠું દૂધ અને અમારા સંહારક યવનોને કાંઈ કડવું દૂધ આપતાં નથી. હે રાજન! અરે! હમારા મૃત્યુ પછી પણ હમે તમારા ચરણની

સેવા (ચામડાના જોડા આપી) કરીએ છીએ તો હમને શા કારણ મારવામાં આવે છે ?

આ સાંભળી શેહેનશાહ પ્રસંન થયા હતા અને સમાન દ્રષ્ટિવાળા તે પ્રતાપી રાજાએ ગૌવધનો અટકાવ કર્યો હતો.

---

# નામદાર નીઝામનું ફરમાન

## રાજ્યમાં ગાયો અને ઊંટોનો વધ કરવાની મનાઈ.

હૈદરાબાદથી તા. ૧૦ મીના તારમાં જણાવવામાં આવે છે કે હૈદરાબાદના નામદાર નીઝામની સરકાર તરફથી નીચલી વર્તમાનપત્રો જોગી યાદી બહાર પાડવામાં આવી છે:—

નામદાર નીઝામ ફરમાવે છે કે ઈસ્લામમાં ગાયો અને ઊંટોની કુરબાની કરવાની પરવાનગી આપવામાં આવી છે. તોપણ હાલની ગેરલાભકારક આર્થીક સ્થીતી જોતાં "કેદ્દ્ઝોહા" વેળા હૈદરાબાદ સ્ટેટમાં આ ઢોરોની કુરબાની કરવાની સખત મનાઈ કરવામાં આવે છે. અને ભવીષ્યમાં એ પ્રસંગ વેળા ફક્ત ઘેટાં અને મેઢાનોજ ઉપયોગ કરવાનું ફરમાવે છે.

---

# અમીરે બંધ કીધેલી ગાયની કુરબાની.

## તે બદલ મેઢાં બકરાંનો થનારો ઉપયોગ.

### ઓલમાઓ તરફથી આપવામાં આવેલો ફતવો.

હીમાલય નામનું એક ઉરદુ પત્ર નીચે મુજબ જણાવે છે:—

સામાન્ય રીતે જણાયલું છે તેમ અમરીતસર ખાતે મનાઈ

ઓલ ઇંડયા મેસલમ લીગે એવો ઠરાવ કીધો હતો કે હીંદુ કોમની લાગણીને માન આપવા માટે હવેથી ગાયની કુરબાની બંધ કરીને તેને બદલે મેંઢાં બકરાંનો ઉપયોગ કરવો. આ ઠરાવના ટેકામાં એવી દલીલ લાવવામાં આવી હતી કે એક હાથ ઉપર જ્યારે કોરાને શરીફના ફરમાન મુજબ ચાલાવવામાં આવશે. ત્યારે બીજા હાથ ઉપર ઇસ્લામીઓ તથા હીંદુઓ વચ્ચેના ઝઘડાનો આ પગલાથી અંત આવશે. આ દલીલની અફઘાનીસ્થાનના નામદાર અમીર ઉપર પણ અસર થઇ છે અને તે નામદારે આગેવાન મોલવીઓ અને ઓલમાઓના અભીપ્રાય લઇ પોતાના આખા મુલકમાં ગાયની કુરબાનીની મનાઈ કીધી છે.

ઓલમાઓએ એક ફતવો બહાર પાડી જણાવ્યું છે કે આ જમાનો લગભગ રૂઝે કયામત જેવો છે કે જે વખતે ઇસ્લામના દુસ્મનો રાત ને દિવસે ઇસલામનો કચ્ચરઘાણ કહાડવાના કોશેશ કરે છે જ્યારે આપણે ઇસલામીઓ આપણી આસપાસ બનતા બનાવોથી ગાફેલ રહીએ છીએ અને આપણા દુશમનના કાવા દાવાઓ આપણા ઉપર કાંઇ કરી શકશે નહી અને આપણે સલામત છીએ એમ ગણીએ છીએ, જેને પરીણામે ઇસલામીઓ એકવાર કીરતીની ટોચ ઉપર હતા તેઓ લાંબો વખત થયા ગબડતા જાય છે અને તે છતાં દુનીયામાંના કોઇએ પણ આ ખરાબીનું મૂળ શોધી કહાડવાની અને તેનો નાશ કરવાના ઇલાજો સુચવવાની કોશેશ કીધી નથી.

અલ્લાતાલા આપણને જોડાઇ જવાને ફરમાવે છે. હાલના વખતમાં આપણે ફરમાન ઉપર ધ્યાન આપયું નથી અને તેને પરીણામે આપણામાં ફાટફુટ છે. આથી બીજાઓ આપણને પણ મારે છે અને આખી દુન્યા આપણ ઉપર ટાપી રહેલી છે તેમાં કાંઈ નવાઇ જેવું નથી. આથી આપણી ફરજ છે કે જેઓ હંમેશાં આપણી પડખે ઉભા રહે છે તથા આપણને મદદ કરવાને હંમેશા

તૈયાર હોય છે તેઓ સાથના વરવાધા અને કડવાશ ભરેલી લાગણી દુર કરવાની કોશેશ કરવી, કે જેથી આપણે પરસ્પરની એખલાસની લાગણીથી આપણી ખરી નેમ પાર પાડીશું.

આથી અમો અફઘાનેસ્તાનના ઓલમાંઓ બરાબર વીચાર કરી જાહેર કરીયે છીએ કે ઇસલામીઓની કસોટી વેળા જ્યારે હીંદુઓ તેઓ સાથે જોડાયા છે તે વેળાએ ઇસિલામીઓએ ગાયને બદલે મેઢાં બકરાની કુરબાની કરવી, કે જે દરેક રીતે બેહેતર મારગ છે અને તેથી ઇસલામી શરીખતનો ભંગ થતો નથી.

આ ફતવામાં છેવટે નીચલી અપીલ કરવામાં આવી છે:—

તમો હીંદુઓ કે જેઓએ ઇસલામને મદદ કીધી છે અને માન આપ્યું છે અને તમો ઇસિલામીઓ તમો બધા આ વાત ધ્યાનમાં રાખજો કે આપણી મુકતીનો આધાર આપણે બંને કોમ એ એક બની જવામાં સમાયલો છે. આથી આપણે આપણાં દીલ ઉપરની ધુળ પખોડી કહાડી જાગૃત બનવું જોઇએ છે. આપણે દોઆ ગુજરીશું કે અલ્લાહતાલા આપણી ઉપર તથા આપણા હીંદુભાઇબંધો ઉપર સુલેહ, એખલાશ ભાઇચારા અને એકદીલીના આશીશ વરસાવે.

---

# ગોમહાસભાના સ્વાગત મંડળના અધ્યક્ષ.

## મિ. મજરૂલ હક્કનું ભાષણ.

**મહાશય ગણ!**

અખિલ ભારતવર્ષીય ગોમહાસભાની ત્રીજી પરિષદ માટે પટના (પાટલી પુત્ર) ને હાર્દિક ધન્યવાદ આપું છું. એ શહેર આખા ભારતવર્ષમાં આવી કોન્ફરન્સ કે જેનું કામ ગોરક્ષા છે તેને માટે

સૌથી શ્રેષ્ઠ સ્થાન છે. કેમકે આ સ્થાનમાં બુદ્ધદેવ અને મહાવીર એ બંને પુરૂષોએ જન્મ લઈ સમગ્ર સંસારને **अहिंसा परमो धर्मः** (કોઇ પણ જીવને મન, વાણી કે કાયા વડે દુઃખ ન દેવું એ અમારૂં કર્તવ્ય છે.) આ મહાન સૂત્રનો બોધ કર્યો,

ઇતિહાસ ઉપરથી પ્રતીત થાય છે કે ક્રાઇસ્ટ આદિ અનેક મહાપુરૂષોએ ઉપરના સૂત્રનો યુરોપમાં પણ ઉપદેશ કર્યો હતો. પરંતુ ત્યાંના નિવાસીઓએ એ સદુપદેશ ઉપર દુર્લક્ષ કર્યું અને સદા એવા શીક્ષણથી દૂર રહી પોતાની આધ્યાત્મિક ઉન્નતિનું દ્વાર સદા બંધ રાખ્યું. હાલ વિજ્ઞાન સંબંધી શોધ ખોળથી કાંઈ કાંઇ ઉન્નતિ થઈ છે; પરંતુ આધ્યાત્મિક ઉન્નતિ જેવી હતી તેવી હાલમાં પણ છે. ભારતવાસી સદા ચાલતી આવેલી પ્રથા માનતા આવ્યા છે. આશા છે કે એ નિયમમાંથી તેઓ નહિજ ચળે.

ગયે વર્ષે વિજય રાઘવાચાર્યે પોતે પ્રમુખ તરીકેના ભાષણમાં જણાવ્યું હતું કે વર્તમાન કાળમાં પ્રાશ્ચાત્ય સુધારાને માનવા અનેક હિંદુઓ પણ ગો માંસ ભક્ષણ કરે છે. જે પ્રથા સનાતન છે તેનો અનાદર કરનાર હિંદુને માટે આથી શરમાવા જેવી બીજી કઇ વાત હોઇ શકે?

પ્રાચીન કાળથી ભારતવાસીઓમાં વાસના સંયમ અને કષ્ટ સહનશીલતા એ અતિ ઉત્તમ ગુણો છે. એ દ્વારા એમની આધ્યાત્મિક ઉન્નતિ પૂર્ણ પણે થતી. પ્રાચીન સમયના લોકો એ વાત સંપૂર્ણ પણે જાણતા હતા કે ગો હત્યા એ બહુ ભારી દુષ્કર્મ છે. એટલુંજ નહી પણ બીજા જનાવરોનું માંસ પણ બહુ હાનિકારક બતાવ્યું છે. બહુ આનંદની વાત છે કે હાલ ગો હત્યા કમી થઇ છે.

મારો વિશ્વાસ છે કે માંસ ખાવું આરોગ્યને માટે બહુ હાનિકારક છે એટલુંજ નહિ પણ માંસ ભક્ષણ બુદ્ધિભ્રષ્ટ થઈ જાય છે. એ માટે માંસાહાર એકદમ બંધ કરવો એ શ્રેયઃકર સમજાય છે.

ગો હત્યાનાં બે મુખ્ય કારણ છે. પહેલું મુસલમાનના ઇદ વગેરે તહેવારમાં ગાયનો વધ થાય છે. અને બીજું એક બ્રીટીશ સિપાઇઓ જેઓ હીંદુસ્થાનમાં રહે છે તેમને માટેનો માંસ ભક્ષણનો પ્રબંધ. હું ભાર મૂકીને કહું છું કે મુકરર જીવને મારવાની ચર્ચા ઇસ્લામ ધર્મના પુસ્તકમા પણ નથી. તેમાં તો એટલે સુધી લખ્યું છે કે બીજું જાનવર ન મળે તો કુરબાની નહિજ કરવી. એ માટે આપની સમક્ષ એક ઉદાહરણ રજુ કરૂં છું:—

અરબસ્તાનમાં ઘોડા ઘણા થાય છે. તો પણ તેમના કામની કીંમત અધિક છે, એનું માંસ ત્યાંના વનીઓને ઉપયોગી છે તો પણ એની કુરબાની કરવામાં આવતી નથી. એનું કારણ એ છે કે એને મારવામાં આવે તો લોકોને ઘણી નુકશાની સહન કરવી પડે. એજ રીતે ભારતવર્ષમાં ગો વધથી ઘણી હાનિ થાય છે. ઉંચા કુટુંબના મુસલમાનોએ ગો માંસ ભક્ષણનો ત્યાગ કર્યો છે.

ગયે વર્ષે સમસ્ત ભારતવર્ષીય મુસ્લીમ લીગની બેઠક અમૃતસરમાં થઇ હતી, તેમાં પ્રમુખ મહાશયે અને બીજા સજ્જનોએ ગો માંસ ભક્ષણનું મહા પાપ બતાવ્યું હતું અને આપણા સમાજના લોકોને ગો માંસ ન ખાવાની પ્રાર્થના કરી હતી. સાથે સાથે એમણે એમ પણ કહ્યું કે ગો વધ કરવો નહિ. કારણ કે એ પ્રથા અમારા હિંદુ-ભાઇઓના ધર્મ વિરૂદ્ધ છે અને એને માટે એઓ પોતાનો જાન આપવા તૈયાર થઇ જાય છે. મુસલમાન ભાઇઓ પણ કૃતજ્ઞી છે,

બીજું કોઇ એમને માટે પરસેવો પાડે તો તેમને માટે એઓ પોતાનું લોહી રેડવા તૈયાર થઈ જાય છે.

પ્યારા હીંદુભાઇઓ ! સૌથી સારી રીત એજ છે. અને આવા સમયને લઇનેજ ભારતવાસીઓ એકજ રાષ્ટ્રીય પ્રજા તરીકે પોતાને ઓળખાવી શકે છે.

જે અંગ્રેજ સિપાઇઓ હિંદમાં રહે છે, અને જેઓ ગો માંસ ભક્ષણ કરે છે, તેઓ હત્યા અટકાવાની આડે આવે છે, અગર હિંદુ મુસલમાન મળીને ગો હત્યા એકદમ અટકાવવાની સરકારને અરજી કરે તો શાણી સરકાર તેનો એકદમ અટકાવ કરશે. પરંતુ જો તેમના તરફથી એમ કહેવામાં આવે કે અંગ્રેજ સિપાઈ ગોમાસ વિના નહિ જીવી શકે તો તે તેમને માટે આસ્ટ્રેલીયા, આફ્રિકા આદિ સંસ્થાનોમાંથી ગોમાસ મંગાવવાનો પ્રબંધ કરવો જોઇએ.

ઉપરનાં બે કારણો ઉપર ધ્યાન આપી એક વાત ખાસ કહેવા ઇચ્છું છું, કે જે વાત જાણવી એ આપણું કર્ત્તવ્ય છે. ખેતી ઉપર સર્વ કોઈનું જીવન અવલંબે છે. ભારત વર્ષ કર્ત્તવ્યમાં છે. ખેતીનોજ મુખ્ય ધંધો છે અને તેથી ખેતી કરવા માટે પશુઓની ઘણી જરૂર છે. એ માટે પશુ રક્ષાની અને પશુઓની ઉન્નતિઓની ખાસ આવશ્યકતા છે. ઘી અને દુધ અત્યંત ઉપયોગી વસ્તુ છે. તથા ભારતવર્ષ પણ કૃષિ પ્રધાન દેશ છે અને રહશે. એ માટે અહીંની બળદની સંખ્યા એ કામોમાં પુરેપુરી સહાયતા આપી શકે છે. જો બળદ નહીં રહેતો દૂધ-ઘી મળવાનું તો ઠીક છે પણ મુઠ્ઠીભર અન્ન મળવું પણ મુસ્કેલ થઇ પડશે. પાશ્ચાત્ય દેશની માફક આ દેશ ધનવાન નથી કે ખેતીનું કામ મશીનો દ્વારા કરી શકે. વળી ભારતવર્ષના.....

કૃષિકારોને ખેતીનું કામ બીજા દેશોની માફક સ્કુલ કે કોલેજમાં શિખવાની જરૂર રહેતી નથી, પણ એ લોકો પોતે એ કામમાં ઘણા નિપુણ છે. પણ એ કામ કરવાને માટે મજબુત બળદોની ઘણીજ જરૂર છે. પ્રત્યેક ગામમાં થોડી ઘણી જગા ગોચર માટે હોવી જોઇએ. બહુ શોકની વાત છે કે પ્રાચીન ગોચરની જમીન પણ આજકાલ કાંઇને કાંઈ બીજા કામોમાં વપરાય છે. માટે જો એના અટકાવને માટે કાંઇ પ્રબંધ નહિ થાય, તો એ પ્રાચીન ગોચર પોતાની પૂર્વાવસ્થાપર આવી શકશે નહિ. ગોરક્ષાને માટે બીજી પણ ઘણી સામગ્રીની જરૂર છે. સારી રીતે ઘાસ પેદા કરવાનો પ્રબંધ કરવામાં આવે અને જેમાં ગાય બળદને ચારાની કમી ન હોય તો તેઓ હંમેશા પોતાની સારી અવસ્થામાં રહેશે તથા સદા કામ કરવાને સુયોગ્ય બનશે અને તેથી ખેતીના કાર્યમાં સફળતા થશે. ત્રીજી વાત એ છે કે સારા બળદ ઉત્પન્ન કરવાની પણ જોગવાઇ કરવી જોઇએ. એને માટે સારા સારા સાંઢ દેશાવરથી લાવીને પણ રાખવા એ સર્વોત્તમ છે. દરેક તાલુકામાં સારા સારા સાંઢ રાખવા જોઇએ કે જેથી આસપાસના ગામવાળાઓને તે સહજમાં મળી શકે. ગયા વર્ષમાં મેં પુસામાં સારા સાંઢ જોયા હતા ત્યાં લોક એ સાંઢને બીજા પ્રાંતોમાં વેચતા હતા. મને પૂર્ણ વિશ્વાસ છે કે ગુજરાતના સાંઢ પણ સારા દેખાવડા અને મજબુત હોય છે એ માટે પ્રત્યેક ધનવાન જમીનદારની ફરજ છે કે એ લોકો ત્યાંથી સાંઢ ખરીદી લાવે કે જેથી ગોસન્તાન આગળ કરતાં મજબુત અને દેખાવડા થાય.

છેવટે એક વાત કહેવાની એ છે કે આ દેશમાં બળદોને રાખવાની યોગ્ય વ્યવસ્થા નથી એને રહેવાને માટે સારી ગોશાળા તથા

આદર્શ ડેરી ફાર્મની ઘણી જરૂર છે. ડેરી ફાર્મ જોઇ ગાય બળદને કેવી રીતે રાખવાં તે આપણે શીખી શકીએ છીએ.

ગૃહસ્થો ! આપ સર્વની સમક્ષ મારે જે કાંઇ કહેવાનું હતું તે કહી દીધું છે હવે આપ સર્વને મારી એ પ્રાર્થના છે, કે આપ સર્વ સર આશુતોષ ચૌધરીને પ્રમુખ તરીકે નીમશો કે જેઓ કલકત્તાની હાઇ કોર્ટના જજ છે, અને ત્યાંના સર્વ જજોએ આગળ પણ કહેલું કે આ હાઇકોર્ટ ગોરક્ષા કરવામાં પહેલું સ્થાન લેશે.

---

# બકરી ઈદને દિવસે ગોવધ બંધ કરવાનો મુસ્લીમ લીગનો ઠરાવ.

"હિંદુ ભાઇઓએ મુસલમાન ભાઇઓ તરફ બનાવેલી ભલી લાગણીનો ઉત્તર વાળવા અને હિંદુ–ઇસ્લામી એક સંપીની ગાંઠ મજબુત કરવા આ લીગના મત પ્રમાણે બકરી ઇદના દિને બને ત્યાં સુધી ગાયને બદલે કોઇ બીજા પ્રાણીની કુરબાની આપવી.

ઉપલો ઠરાવ મૂકતાં ડૉ. અનસારીએ જણાવ્યું હતું કે હિંદુ–મુસલીમ એક સંપી જેના પર ભવિષ્યમાં સ્વરાજ્યના પાયાનો આધાર રહે છે, તે જોતાં આ ઠરાવ ઇચ્છવા જોગ છે. એટલુંજ નહિ પણ તે ખાસ જરૂરનો છે.

**ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.**

---

# ઓલ ઈંડીયા નેશનલ કોંગ્રેસનો ઠરાવ.

"આ કોંગ્રસ ઓલ ઇન્ડીયા મોસ્લેમ લીગનો બકરી ઇદને પ્રસંગે કુરબાનીમાં ગાયને બદલે બીજા જનાવરોનો વધ કરવાની ભલામણ કરવાનો ઠરાવ કરવા માટે ઉપકાર માને છે.

---

## મુસલીમ લીગના માનવંતા પ્રમુખ હકીમ અજમલખાં સાહેબના વ્યાખ્યાનમાંથી.

હિંદીઓ હિંદમાં તેમજ બહાર જે કંઈ કામ કરે છે તેની સિદ્ધિની તેમજ રાજકીય સુધારાની સફળતાની ચાવી હિંદુ-મુસલમાનની એકતામાં છે. છેલ્લા યુદ્ધથી આ એકતા વધારે જામી છે. સરકારી નોકરીઓનો સવાલ હવે આપણું ધ્યાન થોડુંજ રોકી શકે એમ છે; અને રાજકીય હકકના સવાલનો નીવેડો પણ ૧૯૧૬ના કોંગ્રેસ-લીગનાં સમાધાનથી થઈ ચુકયો છે. જે બીજી બાબતો લીગને અને કોંગ્રેસને ભેગાં મળીને વિચારવાની રહી છે તેનો ફડચો યોગ્ય અવસરે સહેલાઇથી આવશે એવી મારી ખાતરી છે.

### ગોરક્ષા.

હવે ગોરક્ષાનો જે સવાલ ખાસ મહત્વ ધરાવે છે. તે વિષે બોલીશ. આ અને આવા બીજા ધાર્મિક સવાલોના નિરાકરણ માટે આપણા કેટલાક હિંદુભાઇઓએ કવચિત જે રીત અખ્તિયાર કરી હતી તે ઘણીજ વાંધા ભરેલી હતી અને તેથી તેમનો હેતુ પણ નિષ્ફળ થાય એમ હતું. પણ હવે જ્યારે નવા જમાનામાં હિંદુઓ ને મુસલમાનો સાથે સાથે આગળ વધે છે અને તેમની વચ્ચે ભેદનાં

તત્વોજ હવે તેમના ઐક્યના સાધક થઇ પડે એમ છે તે વખતે આવા વ્યર્થ પ્રયત્નો ભાગ્યેજ કરવામાં આવશે. આપણે દેશભકિતના જે ભાવથી એક બનીએ છીએ તે વડે ગોરક્ષાનું તેમજ બીજા બધા ભેદનું સમાધાન થઇ જશે.

ઘણીયે બાબતોમાં આપણને અરધે રસ્તે મળવાનો આપણા હિંદુભાઇઓ અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરી રહ્યા છે; અને તેથી એક કુમદા ધર્મના અનુયાયી તરીકે તેમના પ્રેમનો બદલો તેથી એ વધારે પ્રેમથી વાળવાની આપણી ફરજ છે. આપણા હિંદુભાઇઓએ આપણી સાથમાં રહીને ઉત્સાહપૂર્વક અને સ્વયંભૂવૃત્તિથી ખિલાફતનો દિવસ પાળ્યો અને કેવળ આપણી ધર્મની લાગણીને માન આપીને તેમણે હડત્તાલ પાળી અને નાણાંનું ઘણું નુકશાન વેઠયું. આવાં મિત્રભાવનાં અને સહાનુભૂતિનાં કાર્યો શું કેવળ વ્યર્થ જશે? તેથી મુસલમાનોને પોતાનેજ એ વિચારવાનું રહ્યું છે, કે જે હિંદુઓના ભાવની કદર કરવાને કેવાં વ્યવહારિક પગલાં લેવાં.

હિંદુ ભાઇઓની લાગણી દુખાય એવાં કાર્યોથી દૂર રહેવાનો આપણે બનતો પ્રયત્ન કરવો જોઇએ. ગૌહત્યાથી તેમની લાગણી દુખાય છે તે આપણે જાણીએ છીએ. પણ આ વિષે હિંદુઓને કંઈ પણ વચન આપતા પહેલાં આપણા ધર્મની દ્રષ્ટિથી આ બાબત વિચારવી જોઇએ. ઇસ્લામ ધર્મમાં કુરબાની કરવાનું અથવા પશુનો ભોગ આપવાનું સૌ સાચા મુસલમાનોને ફરમાવવામાં આવ્યું છે. હવે ઊંટ બકરાં ઘેટાં કે ગાયનો ભોગ આપીને આ ફરજ પાળી શકાય. હિંદુસ્તાનના કરોડો મુસલમાનો ઊંટનો વધ નથી કરતા પણ તેથી ધર્મનો જરા પણ ભંગ કર્યાનો આરોપ તેમનાપર મુકી શકાય નહી.

બીજી પાસ અરબસ્તાન સિરિયા, મીસર, ટ્રીપોલી ને એશીયામાં આવેલો તુર્કીનો ભાગ—એ દેશોના મુસલમાનોએ ગોવધ કર્યા સિવાય ઉપરનું ફરમાન પાળ્યું છે. વળી ઇસ્લામની કેટલીક ધાર્મિક રૂઢિઓ પરથી એમ જણાય છે કે ઘેટાં અને બકરાંના ભોગને વધારે પસંદ કરવામાં આવે છે. આ બધા સંજોગોનો વિચાર કરીને જો મુસલમાનો ગાય સિવાય બીજાં પ્રાણીઓનો વધ કરવાનું નક્કી કરે તો દેશની આંતરિક શાંતિ જાળવવા માટે તેમ પહેલું પગલું ભર્યું ગણાશે. અને હિંદુભાઇઓએ તેમના ઉપર જે ઉપકાર કર્યાં છે તેનો કંઇક અંશે બદલો વાળી શકાશે. આ વિશે શાંત ચિતે વિચાર કરવાને હું મારા મુસલમાન ભાઇઓને વિનંતિ કરૂં છું; અને જો તેઓ મારા જેવાજ નિર્ણયપર આવે તો બે કોમોના ઐકયને તેઓ જે વજન આપતા હોય તે પુરવાર કરવાની અને હિંદુઓએ આ વિષયમાં લીધેલા પગલાંનો વહેવારૂ જવાબ આપવાની તેમની ફરજ રહેશે. જો આ દિશામાં વહેવારૂ પગલા સૂચવવાનું મને કહેવામાં આવે તો હું એવી ભલામણ કરૂં છું કે કાશી અયોધ્યા, મથુરા અને વૃંદાવનના મુસલમાનોએ ઉપરના સિદ્ધાંતોને અમલમાં મુકવાનું શરૂ કરવું જોઇએ અને બીજાં સ્થળોમાં એનો પ્રચાર કરવાને માટે સાથે સાથે પ્રયત્ન આદરવો જોઇએ. આ વિશે પદ્ધતિસર ચળવળ કરવાને માટે એક સંસ્થાની જરૂર છે. મુસ્લીમ લીગ એ કામને માટે વધારેમાં વધારે લાયક સંસ્થા છે; અને હું આશા રાખું છું કે તે આ કાર્યને સ્વીકારશે.

# ઘેર ઘેર ગાયો રાખવાનો ઉપદેશ કરનાર પીર મોટા મીયાં સાહેબ.

પીર મોટા મીયાં સાહેબે માનપત્રનો જવાબ વાળતાં જણાવ્યું કે તમોએ મને આજે જે માન આપ્યું તે માટે તમારો આભાર માનું છું, થોડા વખત ઉપર મને મારી ગૌરક્ષાની સેવાના સંબંધમાં માનપત્ર આપવાનું આમંત્રણ કર્યું હતું. મેં તેમને કહ્યું કે હું ફકીર છું અમોને માનપત્રની જરૂર શી? પણ તેમના આગ્રહથી મેં તે આમંત્રણ સ્વીકાર્યું અને સ્વીકાર્યું તે ઠીકજ કર્યું એમ મને લાગે છે કારણ કે મને આજે તમારા પ્રેમનો પ્રત્યક્ષ અનુભવ મળ્યો છે. અમારી કોશેશોથી હજારો ગાયોનું રક્ષણ થયું છે. તે જાણી મને આનંદ થાય છે. મુંબઇમાં ઘણાં શેઠીઆઓ છે. તેમને ત્યાં મોટરના તબેલા છે. પણ ગાયના તબેલા નથી. ખાસ કરીને હીંદુ શેઠીઆઓની ફરજ છે કે ગાયોનાં રક્ષણ માટે તેમણે ઉત્તેજન આપવું જોઇએ, મારા મત મુજબ દરેક કુટુંબમાં એકેક ગાયનું રક્ષણ અને પાલન થવું જોઇએ. મુંબઇમાં ગાયો રાખવાની સગવડ ન હોય તો દરેક જણે દેશમાં પોતાના સગાંવહાલાંને એકેક ગાય રખાવવી અપાવી જોઇએ. હું જાતે મુસલમાન છું છતાં ગૌરક્ષણનો ઉપદેશ કરૂં છું ત્યારે હીંદુઓએ તો તે સવાલ ઉપાડી લેવાની વધુ ફરજ છે. હું તો ઘેર ઘેર જઇને ગૌરક્ષણનો બોધ આપું છું અને મારી ખાતરી છે કે એક વખત ઘેર ગાય રાખ્યા પછી તેને કદી પણ દુર કરી શકાશેજ નહીં. આજે તમોએ મને જે માન આપ્યું

છે તેને હું લાયક નથી. વળી તમોએ મને જે સોનાનો ચાંદ તમો આપો છો તેનું અત્યારે ફકીરોને શું કામ છે? તેથી હું તે ચાંદો ડિપલી સંસ્થાઓને પાછા આપવાની રજા લઉં છું અને આશા રાખું છું કે મારી સેવાઓને તે મારફતે ત્યાં નોંધ રહેશે.

---

# કુરબાનીનો સવાલ.

## મલવાના બારી સાહેબનો વધુ ખુલાસો.

### ગાયની કુરબાની થવી જોઇએ નહિ.

મલવાના બારી સાહેબ જણાવે છે કે આવતી બકરી ઇદ પર મુસલમાનોએ કેવી રીતે કુરબાની કરવી તે વીષે સીંધની ખીલાફત કોનફરંસમાં જે સંદેશો રજુ કર્યો હતો તે સંબંધી થયલી ગેરસમજુતી દુર કરવા માટે નીચલો વધુ ખુલાસો કરવાની હું જરૂર જોવું છું. મારે કહેવું જોઇએ કે હું પોતે બકરી ઇદપર ગાયની કુરબાની કરીશ નહિ અને બીજા મુસલમાનોએ પણ આ મારા પગલાંની નકલ કરવી જોઇએ. જેઓ મારી આ રૂઢીની વીરૂદ્ધ હોય તેઓને મને જણાવવા દેવો કે આપણી ધાર્મિક માંગણીઓ ખુદા માટે કીમતી અને સ્વાદીષ્ટ ભોગો ચાહે છે, જેથી એવી કુરબાનીમાં ગાયો સમાઇ શકતી નથી.

---

# બકરી-ઈદને દિવસે ગૌવધ બંધ કરવા સેંટ્રલ ખીલાફત કમીટીની અરજ.

શેઠ છોટાણી જેઓ સેંટ્રલ ખીલાફત કમીટીના પ્રમુખ છે તેઓ તરફથી બકરી-ઇદ નજદીક આવેલી હોવાથી હિંદના મુસલમાન અને હિંદુઓને નીચે મુજબ અરજ કરવામાં આવી છે. પવીત્ર શરીઅતમાં મેલવામાં આવેલી છુટછાટ પ્રમાણે આ પ્રસંગે કોઇ પણ જાતના જાનવરનું બળીદાન આપવું એ દરેક મુસલમાનની ફરજ છે. પેગમબર એબ્રાહામના આગલા વખતથી આ ઇસ્લામી ઇતીહાસ ચાલતો આવેલો છે. આ હુકમને કદી પણ નહી તોડતાં તે પાળવો જોઇએ. આ છતાં આપણે ખુલ્લું છેક ગાયનુંજ બળીદાન આપવાની કાંઈ અગત્યતા દેખાડવામાં આવી નથી. અને મૌલાના અબદુલ બારી જણાવે છે કે ગાય વધ કરતાં બકરાની કુરબાની વધુ ફાયદાકારક થઇ પડશે. ખરૂં પુછાવો તો તેઓએ અને તેઓના મીત્રોએ ગૌવધ અત્યાર આગમજનો બંધ કર્યો છે અને મૌલાનાએ દરેક મુસલમાનને તેમ કરવાને ફરમાવ્યું છે. અફઘાનીસ્તાનના નામદાર અમીરે ગૌવધ બંધ કર્યો છે ત્યાં નામદાર નીઝામે પણ તેવોજ હુકમ પોતાના મુલકમાં બહાર પાડયો છે.

હકીમ અઝમલખાને ગયા સાલમાં ઓલ ઇંડીયા મોસ્લેમ લીગે પસાર કરેલા ઠરાવ અનુસાર મોહમેદનોને ગૌવધ નહી કરવાની અરજ કરી છે, આમ કરતાં તેઓ કાંઇ પોતાના ધર્મના ફરમાનનો ભંગ કરતા નથી, અથવા તો ગૌવધ કરવો અપવીત્ર છે એમ પણ જણાવતાં નથી. પણ જો ગાયને બદલે બકરાંનો વધ કરીને ધાર્મીક ફરજો અદા

કરી શકાતી હોય તો તેની આડે આવવાને કારણ નથી. સઘળા હિંદુ ભાઇઓને એવી અરજ કરવામાં આવે છે કે તેઓએ આ બાબતમાં સહનશીલતા દાખલ કરવી અને ગોવધ એ ગુનાહને એવો કાયદો પસાર કરાવવાની કોશીશ પણ કરવી નહીં કારણ કે તેથી ગુંચવાડો ઉભો થશે.

---

# ઓનરેબલ મૌલવી ફઝલૂલ હક.

આજે અમારા હિન્દુભાઇઓ ગોરક્ષાને માટે જે કાર્ય કરી રહ્યા છે, તેમાં અમે મુસલમાનો નિઃસંદેહ સામેલ છીએ. હિંદુસ્થાનના લોકનો મોટો ભાગ ખેતી કરે છે, તેમજ હિન્દુસ્થાનની પ્રજાના મોટા ભાગની પ્રજાનું જીવન દૂધ, માખણ અને ઘી ઉપર છે. તેથી ગાય બળદોના સંરક્ષણની ખરેખરી જરૂર છે. તેની કતલ થવાથી આપણને મહાન નુકસાન થઇ રહ્યું છે. આ માટે **મુસલમાનોને બદનામ કરવા વ્યર્થ છે કારણ મોટે ભાગે ગોસંહાર પલટણોને માટે થાય છે.** ચાલુ સાલમાં કુરબાનીમાં ગોવધ ઘટી ગયો છે. એક દિવસ એવો આવશે કે જ્યારે કુરબાનીમાંથી ગોવધ એકદમ નીકળી જશે. મારી પરદાશ ગાયના દૂધથી થઇ છે. સર્વ જાણે છે કે માતાનું દૂધ નહિ મળવાથી બચ્ચાંનો એક માત્ર આધાર ગાયનું દૂધ છે. આવી ઉપયોગી ગાયોનો સંહાર કેટલો બધો નુકસાન કર્તા છે. જે ફોજ વિદેશોમાં રહે છે તેને માટે હિંદુસ્થાનથી ગાય બળદો મોકલવામાં આવે છે. એ કેટલો બધો અન્યાય છે. હું સર્વને ફરીથી આશ્વાસન આપુ છું કે ગાય બળદોની રક્ષણમાં મુસલમાનો હમેશાં હિંદુઓની સાથે છે.

# મૌલાના શૌકતઅલી.

.....મહાત્મા ગાંધીજીને લોકોએ પૂછ્યું. કે આપ હિંદુ છતાં મુસલમાનોના મજહબી કામમાં આવી રીતે જીવજાનથી કેમ લાગી રહ્યા છો તેમણે જવાબ આપ્યો કે મારો ભાઈ શૌકતઅલી ગોરક્ષામાં જીવ જાનથી હિંદુઓની સાથે છે. ગાયોની કુરબાની કરતાં કુરબાની સારી છે. તથા ગોરક્ષાથી આપણા હિંદુ ભાઇઓનાં દુઃખ પણ દૂર થાય છે. મુસલમાનો હિંદુઓના ગોરક્ષાના કામમાં સદા તેમની સાથે સામેલજ છે.

---

# મૌલાના અબ્દુલ કલામ આઝાદ.

અમે મુસલમાનો આ દેશની ભલાઈમાં હિંદુ ભાઇઓની સાથે સદા સામેલ છીએ. જે વાતથી દેશનું કલ્યાણ થાય તેમાં અમે કદી પણ તર્ક કરીશું નહિ. જ્યારે ગોરક્ષાથી દેશનું ભલું છે ત્યારે અમે મુસલમાનો તેમાં અવસ્ય શામેલ છીએ. કુરબાનીના ફરમાનમાં એવું નથી કહેવામાં આવ્યું કે ગાય વિના બીજાની કુરબાની થઈજ શકતી નથી. કુરબાનીને માટે ગાયો સિવાય બીજાં ઘણાં જાનવર છે. હિંદુસ્થાનની ભલાઈ હિંદુ મુસલમાનોની એકતામાંજ છે. આ એકતા માટે મોટા ભોગો આપવા પડે તો આપવા જોઇએ. તો એક નાની વાત ગાયોની કુરબાની આપણે નહિ છોડી શકીએ? શું મહોરો મેળવવા માટે પૈસાનો ત્યાગ નહિ કરી શકીએ?

---

# કુરબાની અને બલિદાન.

## સૈયદ અહમદ હુશેન સાહેબ શૌક્ત મેરઠ નિવાસીના પવિત્ર વિચાર.

કેટલાક ધર્મના લોકો પેટ ભરવા માટે કે જીભના સ્વાદ માટે જનાવરોની હત્યા કરે છે! કુરબાની અને બલિદાનથી પુણ્ય હાંસિલ થાય છે એમ બહાનાં કાઢી પોત પોતાના રિવાજ મુજબ ખુદા, ઇશ્વર, પીર, માતા કે કોઈ દેવતાના નામ હેઠે જનાવરોની કતલ કરે છે અને પુણ્યનું ફળ મેળવવાની ઉમેદ રાખે છે! કોઇ છુરીથી ધીમે ધીમે ગળું કાપે છે તો કોઈ એકદમ એકજ ઘાથી ગરદન ઉડાવી દે છે! યુરોપમાં ચોપગાંઓની હત્યા કરવા માટે ભારે વજનદાર પત્થર તે જનાવરોના શિર ઉપર પડતો મૂકવામાં આવે છે કે જેથી તે તરફડીને મરી જાય છે! નિર્દોષ-અવાચક પ્રાણીઓની એવી હાલત જોઇને કયા સહૃદયી માણસનાં રોમાંચ ન ખડા થાય?

ફ્રાન્સમાં હજારો ઘોડા-ખચ્ચર આવી રીતે મારી નાંખી ખાવાના ઉપયોગમાં લેવામાં આવે છે. હોટેલોમાં મેજો-ટેબલોની ઉપર એવી રીતનાં પકાવેલાં માસ રાખવામાં આવે છે કે જેમાંથી ત્યાં જમવા જતા લોકો છુરી-કાંટાથી લઈ ભોજન કરે છે!

હિન્દુસ્તાનમાં પણ યુરોપના જેવો રંગ આવવાના ચિહ્ન જણાય છે! પરંતુ કોઇપણ ગ્રંથમાં કુરબાનીનો હુકમ હોય એમ સંભવતું નથી! શું ખુદાએ એવો હુકમ આપ્યો છે કે તમે ખુની બની બકરી, ગાય, બળદ, ભેંસ વગેરેને નહિ ચડાવો અગર કબરોમાં પીરને માંસ નહિ

ખવડાવો તો તમને હું શિક્ષા કરીશ?! શું ખુદા જુલ્મી છે? પ્રત્યેક જીવનો તે પિતા છે. શું કોઇ પિતા પોતાનાં સંતાનને હણી નાંખવા ખુશી હોય? એક પિતાને ગમે તેટલાં સંતાન હોય પણ એકના પોષણ સારૂ તે અન્યનાં ગળા ઉપર છૂરી મૂકતો નથી! તમામ જીવ-પ્રાણી ખુદાની ઓલાંદ છે. ખુદાની એવી મરજી કદાપિ નથી કે મનુષ્ય બીજા જીવોને ખાઇ જાય! કેમકે તેણે માણુસને માટે જાત જાતનાં અનાજ ફળ-ફુલ વગેરે પેદા કર્યાં છે. ખાસ કરીને હિન્દુસ્તાન જેવા દેશમાં કુરાનના અર્થથી જે લોકો બીન વાકેફ છે, તેઓ કહે છે કે ખુદાએ સર્વ કાંઈ મનુષ્યને માટેજ નિર્માણ કર્યું છે. અર્થાત જે કાંઇ જગતમાં છે તે સર્વ માણુસને માટે છે! પણ તેમની એ સમજ ખોટી છે. મૂળ ગ્રંથમાં એ મતલબ છે કે સર્વ કાંઈ માણુસના નફાને માટે પેદા કર્યું છે. એનો અર્થ એવો નથી થતો કે દુનિયામાં જે નિર્બળ જીવો હોય તેને મારીને ખાઇ જવા! સાફ લખેલું છે કે જમીનમાં માણુસને માટે મોટા મોટા ફાયદા છે. જો બધા જીવોને મારી મારીને ખાઇ જવામાં આવે તો પછી ફાયદો કોનાથી લઈ શકાય? ખેતી વગેરે શી રીતે બને? જગતમાં જો સર્વ જીવોજ જીવનું જીવન હોય (**जीवो जीवस्य भवनं**) તો કુદરતને નિર્માણ કરવાનું ઇશ્વરને શું પ્રયોજન હોય? કેટલાક અજ્ઞાનીઓએ ઇસ્લામ ધર્મને બદનામ કરી દીધો છે! જો સર્વ જીવ માણુસના નિર્વાહ માટે હોય તો તે સુવર તથા કુતરાને તેઓએ કેમ બાતલ કર્યાં?

કુરાનમાં લખ્યું છે કે-જમીનમાં તમારે માટે ઊંટ છે-કદી તમે તેને આરામ આપો છો. કદી જંગલમાં ચરાવો છો કિંવા કદી દૂર

દૂરનાં શહેરોમાં મુસાફરી કરવા લઇ જાઓ છો. જો ઉંટ ન હોય તો તમે રેતીનાં રણોમાં એક ગામથી બીજે ગામ જઈ શકો નહિ! પરમેશ્વર દયાળુ છે. તેણે માણસના સુખને વાસ્તે સર્વ જગત સૃજ્યું છે, તેની કૃતિ અવર્ણનીય છે. પાશ્ચાત્ય પ્રદેશમાં રોજ નવી નવી હજારો ચીજો માલુમ પડે છે પરંતુ તેટલી ચીજો સિવાય હવે કોઈ નવી ચીજ નથી એમ કોણ કહી શકે? ખુદાએ કુદરતમાં જે સૌંદર્ય મુકયું છે તે માણસના લાભને માટે છે કિન્તુ તેનો નાશ કરીને તે ઉદરપૂર્તિ કરવા માટે નથી (જીવ–પ્રાણી એ તેની વધારે સૌંદર્યવાળી બનાવટ છે જેથી કતલને લાયક નથી.) મુસલમાનોના કુરાનમાં ગાયને મારવાનું કયાંઇ પણ લખેલું નથી. જેણે મુસાના હુકમથી ગાયને (cow) મારી હતી તે ગાય એવી હતી કે જે હાલી-ચાલી શકતી નહોતી ખેતરમાં પાણી પહોંચાડવામાં કામેલ નહોતી વળી માત્ર તે એકજ ગાયને તેના શારીરિક દુઃખથી મુકત કરવાનો હુકમ હતો અને તે પણ માત્ર ઇસરાઇલિનેજ હુકમ હતો--અન્ય મુસલમાનોને માટે તે ફરમાન નહોતું.

હિન્દુ તેમજ મુસલમાનોમાં ઈશ્વરના નામથી કુરબાની કરવામાં આવે છે. દેવી દેવતા પીર વગેરેના નામથી જનાવરોની ગરદન પર છૂરી મૂકાય છે અને તેમ કરવામાં તે દેવોના ગુસ્સાનું નિમિત્ત દર્શાવવામાં આવે છે! કિન્તુ કોઇપણ પુસ્તકમાં એવો હુકમ નથી આપવામાં આવ્યો! કે તેવી અક્રિયાઓથી ઇશ્વરનું નામ બદનામ કરવું.? એ મુસલમાનોને શું હક છે કે તે ઝટકાની બુરાઈ વાપરે! જનાવરોની ગરદન ઉપર મુસલમાનો એકજ ઘાથી જ્યારે પ્રહાર કરે છે ત્યારે બિસમિલ્લાહ કહે છે પણ તેથી શું

મારેલું હરામ થઇ જાય છે? કદી નહી. મુસલમાનોને ઝટકો હરામ છે. સુઅર હરામ છે. શરાબ પણ હરામ છે એવીજ રીતે કેટલાક કામો અને ચીજો હરામ છે. બીજાઓની સાથે બુરાઇ કરવી એ તો સર્વને માટે અયોગ્ય છે.

જીવહિંસા કરનારા હિન્દુ મુસલમાનો પરસ્પર એક બીજાની નિંદા કરે છે તે ઠીક નથી. તેઓ સર્વની મતલબ ગળા સુધી પેટ ભરવાનીજ હોય છે! હિન્દુઓ જે માંસ મચ્છી ખાય છે તે જીવોને શું વાચા છે કે તે જીવરક્ષાનો દાવો કરી શકે? ખાસ કરીને હિંદુઓ પણ જે જીવ હિંસામાં પ્રવૃત્ત થાય છે તેમને તેમ કરવાનો અધિકાર નથી? ન્યાયની દૃષ્ટિએ જોઇએ તો એક જીવની રક્ષા કરી બીજા જીવને કતલ કરવો—એક જીવનું પોષણ કરવા બીજાની જીંદગી વિનષ્ટ કરવી એ કોઇ પણ રીતે ઇષ્ટ નથી. જનાવરોની હત્યાના સંબંધમાં આજ ચારે તરફ લોકોમાં ઝગડા ચાલી રહ્યા છે અને તેને લીધે જાન—માલનું નુકસાન થઈ રહ્યું છે; પણ જો જીવહિંસા બંધ થઇ જાય—જીવરક્ષાનો પ્રચાર થાય તો એ આન્તર કલહોનો અંત આવી જાય!

મુસલમાનો! હિન્દુઓ! શીખો! ખૂબ યાદ રાખો કે મનુષ્યના ઉદરને જીવોનું કબ્રસ્તાન બનાવવા માટે ઇશ્વરે આ દુનિયામાં તેને જન્મ આપ્યો નથી! મનુષ્ય શરીરની બનાવટ એવી છે કે તેને જીવહિંસાથી વેગળા રહેવાનો અવકાશ છે. તેને ચર્મ ચીરવા માટે લાંબા લાંબા નખ નથી; ફાડી ખાવા માટે દાંત નથી. તેમજ અન્ય કાંઇ પણ એવાકાર્ય માટે શારીરિક સાધન નથી. મનુષ્યનું શરીર—અવયવો—દાંત,

નખ, હાથ વગેરે કોમળ છે. વળી ઇનસાનના અંતરમાં વહેમ અને આર્દ્રતા છે. તે પણ એમ સૂચવે છે કે તેણે જીવરક્ષા કરવી જોઇએ.

દુનિયામાં બે ચીજ છે. જીવ અને અજીવ. જીવ સઘળા એક સરખા છે તેમનામાં કાંઇ તફાવત નથી. એક મોટા કદનો હાથી કે જે પોતાના શરીરથી દશ ગજ જમીન અને હવાને ઘેરી લે છે તે, તેમજ એક કીડી કે જે જમીન ઉપર ફર્યા કરે છે તેની વચ્ચે કંઇ પણ તફાવત નથી! જે જીવ કીડીમાં છે તેજ જીવ હાથીમાં છે અને તેજ જીવ માણસમાં છે. સશક્ત જીવે નિર્બળનો નાશ કરી પોતાની તૃપ્તિ સાધવા કદી પણ યત્ન કરવો જોઇએ નહિ. દેવ-દેવીઓના ઓથા તળે થતી હજારો નિર્દોષ પ્રાણીઓની હિંસા અટકાવવામાં હિન્દુ મુસલમાનોએ એક સરખો પ્રયત્ન કરવો જોઇએ. ઇસ્લામી ધર્મશાસ્ત્રમાં જીવહિંસાનો નિષેધ છે તો પછી આર્યોના શાસ્ત્રોમાં તો તેની છૂટ ક્યાંથીજ હોય! માટે દરેક વ્યક્તિએ-પછી તે હિન્દુ હો કે મુસલમાન હો-પણ જીવરક્ષાના કાર્યમાં તેણે સહાનુભૂતિ દર્શાવવી જોઇએ. "પરસ્પર લાગણી દુઃખાવવાથી દેશને ઘણું નુકશાન થાય છે. અત્યારે રાષ્ટ્રમાં સ્વરાજ્યની ચળવળ ચાલે છે તે વખતે બન્ને કોમોએ એકત્ર થઇ પોતાનો લાભ વિચારવો જોઇએ. પશુઓની કુરબાની અને બલિદાન એકદમ બંધ થઇ જવાં જોઇએ. વિતંડાવાદથી જીવહિંસા અટકતી નથી. તે અટકાવવા માટે નાણાંની જરૂર છે. શ્રીમન્તોએ પ્રાણીરક્ષાના કામમાં પોતાના પૈસાનો સદુપયોગ કરવો જોઇએ. જે લોકો ગરીબીને લીધે તેવા કામમાં પ્રવૃત્ત થતા હોય તેમને નાણાંની મદદ કરી તેમની પાસેથી તે જનાવર ખરિદી લઇ-તેની યોગ્ય વ્યવસ્થા માટે પાંજરાપોળમાં મૂકવું એજ ઉત્તમ ઉપાય છે. જનાવરો ઉદરનિર્વાને

માટે નિર્માણ થયા નથી કિન્તુ જગતમાં તે ઘણા ઉપયોગમાં લઇ શકાય તે માટે નિર્માણ થયા છે એ ખાસ વિચારવું જોઇએ અને વધારે તો એ ધ્યાનમાં રાખવું કે જેવું આપણું તેવું અન્યનું સર્વના જીવ સરખા છે.

---

# મી. ખરશેદજી જસાવાળાની ગૌવધ સામેની લડત.

આખા હિંદ માટેની ગાયોનું રક્ષણ કરનારી મંડળી તરફથી મી૦ ખરશેદજી શોરાબજી જસાવાળાએ હીંદી પ્રધાન જોગ મોકલી હીંદમાં ગૌવધ થતો અટકાવવાના પગલાં ભરવાં માટે તેમાં અરજ ગુજારવામાં આવી છે. નામદાર શહેનશાહે હીંદમાં ભરેલા દરબાર વેળાએ મી૦ જસાવાળાએ એક હિંદુ અને ઇસ્લામી ગૃહસ્થ સાથે ૨૦ લાખ સહી સાથેની એક અરજી રજુ કરી ગૌવધનો અટકાવ કરવાની નામદાર શહેનશાહને અરજ ગુજારી હતી કેટલોક પત્ર વહેવાર ચલાવ્યા પછી હિંદી પ્રધાન તરફથી ૧૯૧૩ના ફેબ્રુઆરી માસમાં એવું જણાવવામાં આવ્યું હતું કે અરજદારોની અરજ મુજબ નામદાર શહેનશાહને હીંદી પ્રધાન ભલામણ કરી શકતા નથી.

આગળ જેમ મી૦ જસાવાળા લડત ચલાવતા હતા તે અનુસાર ઢોરોનો વધ થતા બંધ પાડવાની ઢોરો માટે ઘાસ ચારાની વધુ જગ્યા પ્રાજલ પાડવાની અંગ્રેજ લશ્કરી સીપાહોના ખપનું ગૌમાંસ

અસ્ટ્રેલીઆથી મંગાવવા વગેરેની અરજ કરી હાલમાં થતા ગોવધન આંકડા રજુ કરવાની ફરમાસ કરવામાં આવી છે. લડાઈ શરૂ થતા હીંદની ગોમાંસની નીકાશ થતી અટકાવવાથી થોડે દરજજે પણ ગોવધ થતી અટકી હતી. તે માટે સંતોષ બતાવી એવા અંકુશો કાયમના રાખીને, કલકત્તા કોરપોરેશને ગાયોના વધ ઉપર અંકુશ રાખવા માટે રૂા. ૧૦નો વધ કરવામાં આવનારી દરેક ગાય માટે જે કર લેતો કીધો છે તેવો તમામ હીંદમાં નાખવાની સુચના કરવામાં આવી છે.

અરજદારની ૬૨ વરસની ઉમર છતાં લડાઇમાં ફીલ્ડ હોસ્પીટાલમાં પોતાના ઉપરી અમલદારોના પુર સંતોષ વચ્ચે સેવા બજાવી આવ્યા પછી હવે અરજદાર ફરીથી ગોવધનો સવાલ અને પોતાની ઉપલી અરજમાં તેઓ જણાવે છે કે જે રીતે હીંદમાં ગોવધ ચાલુ રહયો છે, તેમ જો હવે ચાલુ રહેશે તો એક મોટા ખેતીકાર મુલકની પ્રજાને ખેતી માટેના ઢોરો અને પોતાના ખોરાક માટે દુધ ઘી વગેરેનું મેળવવાનું અશક્ત થઇ પડશે, જે વેળાએ ખેતીના યાંત્રીક ઓજારો અને આયાત કીધેલી ખોરાકીની જણસો હીંદની ગરીબાઈ જોતાં ઘણું મુસ્કેલ થઇ પડશે. છેલ્લી લડાઇ જાગ્યા પછી ઇંગલંડની સરકારે માંસના ખપ ઉપર અંકુશ રાખીને ખાસ કરીને વાછરડીઓનો વધ કરવા સામે ખાસ કાયદા બાંધ્યા હતા, તો તેવા કાયદાની હીંદને વધુ જરૂર છે. એવું ઉપલી અરજીમાં જણાવવામાં આવ્યું છે, કદાપી સરકાર એવો સવાલ પુછે કે 'વાછરડી'ઓને ખેડુતો વેચી નાંખે છે, તે કરતાં તેઓની સંભાળ કાં તેઓ લેતા નથી ? તો એના જવાબમાં અરજદાર જણાવે છે કે તેમ કરવા માટે ઘાસચારાની પુરતી જગ્યા હીંદમાં સઘળે ઠેકાણે મોજુદ નથી.

—

છેવટે ઉપલી અરજી મુજબ દાદ આપવાની અને જો તેમ પગલાં ભરવાનું સરકાર વાજબી ન જોય તો એ બાબતમાં એક કમીશન નીમીને તપાસ ચલાવવાની તેમાં અરજ કરવામાં આવી છે.

---

# હિંદુ-મુસલમાન ઐકય.

## મૌલાના અબ્દુલ બારી સાહેબે ઈદને દિવસે કરેલી ગોવધની બંધી.

રા. ગાંધીએ નીચેનો લેખ વર્તમાનપત્રોમાં મોકલ્યો છે.

હું કેટલાક વખત પહેલાં લખનૌના મૌલાના અબ્દુલ બારી સાહેબને ત્યાં મહેમાનગીરીનું માન ભોગવી રહ્યો હતો. હિંદુસ્તાનના આ ભાગમાં મુસલમાનો શિવાય આપણે આ મહાન ભલા પુરૂષને વિષે થોડુંજ જાણીએ છીએ. ઇસ્લામના પ્રખ્યાત ધર્મ ગુરૂઓમાં એઓ સાહેબ ઉંચુ પદ ભોગવે છે, અને આખા હિન્દુસ્તાનમાં એમના હજારો સાગરીદ છે. એમના નિરભિમાન અને સત્ય પૂર્ણ સ્વભાવથી એમના શત્રુઓ પણ જ્યારે તેમને ઓળખવા લાગે છે ત્યારે તેમના મિત્ર થઈ જાય છે. એક બીજાને કામના ઘણા કામી સવાલોની અમે ચર્ચા કરી તે દરમ્યાન મેં એમને કહ્યું. "જેટલે દરજજે હું હિન્દુઓનો મત જાણું છું તેટલે દરજજે મને ખાત્રી છે કે તુર્કીના મુશ્કેલ મામલામાં મુસલમાનો ન્યાય મેળવવાને જે પ્રયત્ન કરી રહયા છે તે પ્રયત્નમાં હિન્દુઓ પૂરેપૂરી મદદ કરશે. એ સવાલ અઘરો છે કેમકે તેમાં યુરોપમાં ઉત્પન્ન થતા એટલા

બધા ગુંચવાડા છે કે મિત્રરાજ્યો નીતિબળમાં નબળા પડી જઈ કદાચ તેનો ફડચો કેવળ ન્યાયદ્રષ્ટિએજ ન કરે." તેમણે મને શાંતિ અને દ્રઢતાપૂર્વક પણ જરાયે અચકાયા વિના કહ્યું. "જો અમે તમને હિન્દુઓને મદદ ન કરીએ અને ન્યાય ન આપીએ તો હું તો મારા દીન ભાઈઓને સારૂ તમારી મદદ ઉપર હક ન ધરાવી શકું એટલુંજ નહિ, પણ તે લઇ પણ ન શકું." હું બોલ્યો. "આપ એમ તો ક્ષણભર પણ નજ માનો કે હું જે બોલ્યો તે બદલો લેવાના ઇરાદાથી હતું. તમારા મનમાં ગોરક્ષણનો સવાલ જે અત્યારે રમી રહયો છે તે આપણે ગુણદોષ ઉપર વિચાર કરીને નિશ્ચય કરી શકીએ. હિન્દુ મુસલમાન વચ્ચે ખરી મિત્રતા ન પાકે અને આપણે નિષ્પક્ષપાતપણે ચર્ચા ન કરી શકીએ ત્યાં સુધી તે સવાલના ફડચાની આપણે રાહ જોઈ શકીએ છીએ.' આ વાકય મેં પૂરૂં કર્યું કે તુરત બારી સાહેબ વચમાંજ બોલી ઉઠયા. "મને માફ કરશો. હું જાણું છું કે, તમે અમને વ્યાપારી દૃષ્ટિએ મદદ કરવાનું નથી કહેતા પણ મદદ કરવા ઇચ્છો છો; કેમકે, અમારો સવાલ ન્યાયી છે, અને આપણે બધા એકજ ભૂમિનાં સંતાન છીએ. પણ અમારે તમારી તરફ પણ ફરજ બજાવવી રહેલી છે. જો ઇસ્લામ હમેશાં લીધાંજ કરે, અને કાંઇ પણ દે નહિ, તો તેનો નાશ થાય. ઇસ્લામનો અર્થ નિમકહલાલી તો છેજ. અમારા ધર્મની ખાનદાની અમને એમ શીખવે છે કે અમારે અમારા પાડોશી પ્રત્યે અદલ ઇન્સાફ કરવો જોઇએ. અહીં અમારે તમારી પાસેથી કાંઇક પણ ચાકરી લેવાનો પ્રશ્ન છે. હિન્દુઓ તેમના પ્રત્યેની અમારી વર્તણુકથી અમારા દિન વિષે વિચાર બાંધશે અને એમજ હોય તેથી હું કહું

છું કે, જો અમે તમારી પાસેથી લઇએ તો અમારે તમને દેવું જ જોઇએ. એક નમ્ર દિલના વિદ્વાન અને શાણા ધર્મગુરૂ સાથે મારે જે આનંદાશ્ચર્ય પમાડે એવી વાત થઈ તેમાંનો મેં તો એક નાનામાં નાનો ભાગજ આપ્યો છે મૌલાના સાહેબે કહયું તે કરી બતાવ્યું છે, હું જાણું છું કે તેમણે આ વાત થયા પછી પોતાના મિત્રો અને સાગરીદો વચ્ચે મુસલમાનોએ ગોવધ નહિ કરવો એમ સમજાવ્યા કર્યું છે. અને તેમણે એક મહાન પવિત્ર દિવસે હિન્દુઓનો ખ્યાલ રાખેલો છે. અને નીચે પ્રમાણે તાર મને મોકલ્યો છે:—

હિંદુ મુસલમાન ઐક્યની ખુશાલીમાં આ બકરી ઇદને દીવસે ફિરંગી મહાલમાં ગોવધ નહી કરવામાં આવે છે.

**અબદુલ બારી.**

તેનો જવાબ જે મેં મોકલ્યો તે અહીં ઉતારૂં છું.

"આપના મોટા ત્યાગથી હું બહુ રાજી થયો છું આપણે બધા હિન્દુ, મુસલમાન ખ્રિસ્તી, પારસી યાહુદી વગેરે જુદી જુદી કોમનામાં મૌલાના સાહેબના જેવીજ ઉદારતા, ન્યાય દષ્ટિ અને દીર્ઘદ્રષ્ટિ હોય તો કેવું સારૂ? દુનિયા તેથી વધારે સારીજ થાય.

ભાદરવા સુદ ૧૧.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

---

# પંડિત મદનમોહન માલવીયા.

## (૧)

ઢોરોથી ખેતીનો ફેલાવો થાય છે. વેદના સમયથી આ ચાલતું આવેલું છે અને તેજ વખતથી જીવોનું રક્ષણ કરવાને બુધ અને

જઇન અને વૈષ્ણવ આચાર્યોએ અહીંસા ધર્મનો ફેલાવો કર્યો છે આવી જાતનો રીવાજ કોઇ બીજા દેશમાં જોવામાં આવતોજ નથી. આજ રોજ સભામાં મુસલમાન ભાઇઓએ પણ હાજરી આપી આ માર્ગનો સ્વીકાર કર્યો છે એવું બતાવી આપ્યું છે. આ દેશ ઘણા વખતથી જીવ રક્ષા માટે જાણીતો થયલો છે. હાલમાં તો રોજના હજારો ઢોરોની કતલ કરવામાં આવે છે અને તેથી આપણે આ દશામાં આવી પહોંચ્યા છીએ. આ દેશ ઘી દુધનો છે. અને જેમ ગંગાજીનો પ્રવાહ એક બાજુ ચાલે છે તેમ ઘી દુધનો પ્રવાહ એક એક વખત ચાલતો હતો, પણ હાલમાં શું થયું છે? ઘી દુધનો કેટલો ઘટાડો થયો છે? અને તેના પ્રમાણમાં પુષ્ટીના સાધનો પણ ઘટી જવાથી લોકો પણ અગાઉ જેવા રૂષ્ટ પુષ્ટ જોવામાં આવતા નથી. માતા સમાન ગાયોનું રક્ષણ કરવું એ આપણી ફરજ છે એટલુંજ નહીં પણ આપણે જો વિચાર કરીશું તો માલમ પડશે કે આપણે આ દુધાળાં ઢોરોના ઘણાજ ઉપકાર તળે છીએ. આપણી માતાનું દુધ છોડયા પછી ગાય માતાનું આપણે દુધ પીએ છીએ અને તેનો ઘણી રીતે ઉપયોગ કરીએ છીએ. દરેક મનુષ્ય આ પ્રમાણે કરે છે પણ સમજતા નથી તેથી એટલું તો નક્કી છે કે ગાયો આપણી માતા છે અને તેમનું કોઇપણ રીતે રક્ષણ કરવું જોઇએ, તેમને લીધે આપણે આપણા આયુષ્યમાં પણ વધારો કરી શકીશું. દૂધ ઘીની અછતને લીધે આપણામાં ખાંસી, દમ, ઉધરસ અને જાતજાતના રોગો થવા પામ્યા છે તેનો ઉપાય દૂધ ઘી છે અને તેથી દૂધ આપનારાં ગાય માતાનું તેમજ બીજા દૂધાળાં પ્રાણીનું રક્ષણ અવશ્ય કરવું જોઇએ (તાળીઓ), હીંદુ અને મુસલમાન ભાઇઓ વચ્ચે આ બાબતમાં એક સમજ થઇ છે અને આશા છે કે આપણે તેમાં વધારે પ્રતિબંધ

થઈશું અને તેમ થશે એટલે સરકાર પણ આ બાબતમાં ઘટતા ઉપાયો લેશે એવી આશા છે. પણ આપણે પોતે તેનો અટકાવ કરવાની જરૂર છે. પરમેશ્વર આપણને મદદ કરશે. હીંદુ અને મુસલમાનોમાં અત્યારે ઐક્યભાવ પેદા થવા લાગ્યો છે તે દેશના શુભ ચીન્હ સમાન છે પરમેશ્વરે ગાયને માણસોના હીતને ખાતર બનાવી છે. કોઇ અંગ્રેજોના કુતરાને કોઇ મારે તો તેની સામે કોર્ટમાં કેસ માંડવામાં આવે છે જ્યારે ગાય, કે જે કુતરાના કરતાં ઘણું ઉપયોગી પ્રાણી છે. તેની કંઇપણ અંકુશ વગર કતલ કરવા દેવામાં આવે છે. તે જ્યાં સુધી જીવે ત્યાં સુધી પોતાના પાળકની સેવા બજાવે છે, પોતે ઘાસ ખાઇને આપણને જીવન રૂપ દૂધ આપે છે. પોતાના બચ્ચાને દૂધ મળે કે ન મળે તોપણ પોતાના પાળકને દૂધ આપે છે. દેશની ખેતીવાડીમાં પણ તે ઘણો અગત્યનો હીસ્સો આપે છે. ગાય એક બીજી માતા જેવી છે. ગાયને કારણે હીંદુ મુસલમાનોમાં થતા ઝગડાઓથી મને ઘણું લાગી આવતું હતું. ગાયને કારણે હીંદુ અને મુસલમાનો વચ્ચે ઝગડાઓ થવાથી દેશને ઘણું નુકશાન ખમવું પડયું છે કારણ કે તેથી બંને કોમો વચ્ચે વીરોધ થવાથી એક પ્રજા તરીકેનું તેમનું બળ ઘટવા પામ્યું છે. પણ હવે સારે નસીબે વખત બદલાયો છે. હૈદરાબાદના નામદાર નીઝામે પોતાના રાજ્યમાં ગૌવધ બંધ કરવા ફરમાન કહાડયું છે. મારા મીત્ર હકીમ અઝમલખાન બકરી ઇદ વખતે ગૌવધ બંધ કરવાની પોતાના મુસલમાન ભાઇઓને અરજ કરે છે. મોસ્લેમ લીગે પણ તેવો ઠરાવ કર્યો છે અને અફઘાનીસ્તાનના અમીરે પણ પોતાની પ્રજાને ગૌવધ નહીં કરવાની ફરમાસ કરી છે. આ બધાઓથી મને ભરોસો છે કે હવે ગાયોને કારણે બંને કોમોમાં વીરોધ નહીં થતાં બંને કોમો વચ્ચે ઐક્યતા વધશે. હું

હું આશા રાખું છું કે આખા દેશના સઘળા મુસલમાનો ગૌવધ નહીં કરવાની પ્રતીજ્ઞા લે.

ઇસ્લામની ઉપર મુસીબત પડી છે. હિન્દુઓ અને મુસલમાનોની ભેગી કોશેષો નીષ્ફળ નીવડી છે. પણ આથી તેમણે હિંમત હારવી નહી. કોશેષ કરવી અને પરમેશ્વર ઉપર ભરોસો રાખવો. દેશમાં ઐક્યતા થતાં તમારો અવાજ આખા એશીઆમાં અસર કરનારો થશે. હિદુઓએ મંદીર પાસથી પસાર થતાં તથા મુસલમાનોએ હિંદુ મંદીર પાસથી પસાર થતાં તેને નમન કરવું જોઇએ. તેમ કરવું એ 'દીલનું' મોટાપણું બતાવી આપે છે.

આપણે મુસલમાન ભાઇઓને સમજાવવાની દરેક કોશેશ કરવી જોઇએ પણ જો તેઓ નહીં સમજે તો તેમની ઉપર બીલકુલ હાથ ઉપાડવો નહી. લડાઇથી આપણે જેટલી ગાયને નહીં બચાવી શકીએ તેટલી મોહોબતથી બચાવી શકીશું. હું આશા રાખું છું કે સઘળા ભાઇઓ મોહોબતથી અને પ્રેમથી વર્તે પણ કદી અંદર અંદર ઝઘડા નહીં કરે.

---

# લાલા લજપતરાય.

"......પૂર્વે રાજાઓ, ઋષિમુનિઓ અને પ્રજા પશુધનની કીમત આંકી શકતી હતી, અને જે દેશમાં ક્ષીરસાગર રૂપ દૂધની નદીઓ વહેતી હતી જ્યાં ગાયોના દૂધથી પ્રજા સંતુષ્ટ અને બળવાન બનતી હતી, અને જે દેશમાં શ્રી કૃષ્ણ ભગવાનની મુરલીના તાન ઉપર ગાયો આનંદ કરતી હતી. એને લઇ શ્રીકૃષ્ણ પરમાત્મા ગોવાળ બન્યા હતા. જે ગાયોને પાળવામાં રાજાઓ પોતાનું ઇષ્ટ કર્તવ્ય સમજતા હતા અને ગૌપ્રતિપાળનો ઇલ્કાબ ધરાવવામાં માન સમજતા હતા, અને જ્યાં અનેક વખતે ગાયોનાં રક્ષણ માટે ક્ષત્રી રાજ્ય કર્તાઓએ પોતાના ભોગો આપવામાં પાછી પાની કરી નહતી. ત્યાં આજે અવિચારી કતલ ચાલી રહી છે, અને ક્ષીરસાગરને બદલે રૂધિરસાગર દેશમાં ચાલી રહેવાથી આપણી ભૂમિની દુર્દશા થઈ પડેલી છે.

......પ્રજાવર્ગે આ બાબતમાં એકત્ર થઇ કંઇ પણ ભેદભાવ વગર ગોરક્ષા કરવા મંડી જવું જોઇએ કારણ ગોરક્ષણમાંજ આપણી રક્ષા છે.”

# દેશી રાજ્યોમાં જીવદયા વિષે કાયદા.

## ગૌવધ અટકાવ.

વડોદરા, જમ્મુ, કાસ્મીર, ગોંડળ, બરવાણી, ધરમપુર, વાંસદા, કુચબિહાર, સીરમુર, ખંભાત, ધ્રાંગધ્રા, ભાવનગર, બીચલીપુર, જમખંડી, અક્કલકોટ, સરીલા, વડીઆ, સાયલા, બાણીઆ, ધાના, ચુડા, અમરેલી રાજ અને બીજા ઘણા રાજ્યોએ ગૌવધ અટકાવ્યો છે.

## પ્રાણી બળીદાન.

ગોંડળ, પન્ના, વાંસદા, બાદરવાર, ખંભાત, ગોરખપુર, બણીઆધાના, જમખંડી, ધરમપુર, સાયલા રાજગઢ, અમરેલી-રાજ વડીઆ, બગસર, લોધીકા, સારીળા, બીલચીપુર, (બકરાં સિવાય) અક્કલકોટ (બકરાં સિવાય) બધી જાતની જીવ હિંસા અટકાવી છે.

## દુધાળાં અને ખેતીને ઉપયોગી ઢોરોની રાજ હદમાંથી નીકાશ માટે અટકાવ.

વાંસદા, બરવાણી ચુડા, સરીલ સાયલાના રાજ્યોએ દુધાળાં અને ખેતીને ઉપયોગી એવા ઢોરોને બહાર જતાં અટકાવવાનો પ્રબંધ કર્યો છે.

## ગૌ ચરણાની સગવડ.

વડોદરા, ગોંડળ, ખંભાત, બીલ્ચીપુર, જમખંડી સરીલા, ધરમપુર, વાંસદા, સાયલા એટલા રાજ્યોએ પોતાના રાજ્યમાં ઢોરોના ચરણને માટે પુરતી જગ્યાની સગવડ કરી છે.

## શિકાર.

ગોંડળ, બીલ્ચીપુર, અને જાવરામાં રમત ગમતને ખાતર શિકાર કરવા સામે પ્રતિબંધ કરવામાં આવ્યો છે.

# કેટલીક મ્યુનિસિપાલિટિએ દૂધાળા ઢોરોની બંધ કરેલી કતલ.

નીચે દર્શાવેલી મ્યુનીસીપાલિટિએ દૂધાળા અને ખેતીને ઉપયોગી ઢોરોની તથા તેના વાછરડાંની કતલ સદાને માટે બંધ કરી છે.

**કર્નુલ, મીરપુરખાસ, ચીનાગોંગ, ભુમક, (સિંધ) કેરાલ, સમસ્તીપુર, અનાકપાલી, બેજવાડા, બેલગામ, બાપા, મોંટગોમેરી, સાગર ઘાટકુપેર, કીરાલ, પેરોલા, ટિનેવેલી, બિજાપુર, પુરૂલિયા, જલંધર, હોશિયારપુર, દેહરાડુન અજમેર, વગેરે.**

નીચે દર્શાવેલી જણાવેલી મ્યુનિસિપાલિટિઓ માત્ર ગાય તથા તેના વાછરડાંની કતલ બંધ કરી છે.

નાગપુર, મછલીપટ્ટમ, દેહેરાડુન, બસીન, સીહોરા, ગુડીપાટમ, નેગાપાટમ જબલપુર વગેરે.

નીચે દર્શાવેલી મ્યુનિસિપાલિટિએ વાછરડાની કતલ બંધ કરી છે. કલકત્તા, થાણા, કારવાર, સીમલા, ગયા, લાહોર, નેલોર સાલેમ, વગેરે.

—છપાવી પ્રસિદ્ધ કરનાર—

**છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.**

સોનીફળીઆ, **સુરત.**

છાપનાર:- **ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.**

શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ બરાનપુરી ભાગળ-સુરત.

# ગોરક્ષાના વ્યવહારૂ માર્ગ.

૧. પાંજરાપોળોમાં આવતાં ઉપયોગી ઢોરો લોકોને આપવ ગોઠવણ કરવી એવી શરતે કે તે જાનવર નકામું થાય તેમજ અકસ્માત મરી જાય તો મરેલા પણ પાંજરાપોળ સ્વાધીન કરે.

૨. પાંજરાપોળોમાં ગરીબ માણસો જે પોતાની ગાયો વાર થતાં તથા વાછરડાં ઉમર લાયક થતાં સુધી પાળવા અશ હોય, તેમના ગાય વાછરડાં ઉપયોગમાં આવે ત્યાં સુ સંભાળવાની વ્યવસ્થા થવી જોઇએ. જો આ વ્યવસ્થા પાંજરા પોળોમાં ન બની શકે તો સ્વતંત્ર રીતે થવી જોઇએ.

૩. જીલ્લાઓમાં અથવા એવા બીજા વિસ્તારમાં ઘાસ ચારો મળે એવી જગ્યાએ ડેરીફાર્મ, કેટલબ્રીડીંગ આદિ ગોપાલનની યોજના કોઈ ગૃહસ્થના અથવા લીમીટેડ કંપનીથી હાથ ધરવી જોઇએ.

૪. ધર્મગુરુઓએ તથા કીર્તનકારોએ વ્યાખ્યાનોમાં ગોરક્ષ માટે ઉપદેશ કરવો.

૫. પોતાનાં ઘર પૂરતાં દૂધ ઘી વગેરે માટે ગાયો પાળવી

૬. દરેક ગામે લોકોએ મળી ગોચરણ માટે જરુર ગોઠવણ કરવી.

૭. દેશી રાજ્યોમાં ગોવધ બંધ કરવા, ગોચરણ વધારવા તથા નિકાશ થતી અટકાવવા કાયદાઓ ઘડાવવા લાગત વળગતાઓએ ગોઠવણ કરવી જોઇએ.